# કેશવ શેઠ કૃત પુસ્તકો

| પુસ્તક | કિંમત | પ્રસિદ્ધિ સાલ |
|---|---|---|
| **જીવનપ્રસંગો** | | |
| જીવનસ્મરણો ... | ૨-૮ ... | (૧૯૮૪) |
| *સ્વતંત્રતાના સન્દેશ | ૦-૫ ... | (૧૯૮૭) |
| **કાવ્યો, રાસ, ગીતો :** | | |
| સ્વદેશગીતાવલિ ... | ૦-૧૪ ... | (૧૯૭૫) |
| અંજલિ ... | ૧-૪ ... | (૧૯૮૨) |
| *સ્નેહસંગીત ... | ૦-૧૨ ... | (૧૯૭૫) |
| પ્રભુચરણે ... | ૦-૮ ... | (૧૯૭૫) |
| *કેસરિયાં ... | ૦-૫ ... | (૧૯૮૬) |
| મહાગુજરાતનો મહાકવિ | ૦-૩ ... | (૧૯૮૩) |
| રાસ ... ... | ૦-૮ ... | (૧૯૭૮) |
| *રાસમંજરી ... | ૦-૧૨ ... | (૧૯૮૬) |
| સગુણા રાસ ... | ૦-૩ ... | (૧૯૮૬) |
| વીરપસલી ... | ૦-૮ ... | (૧૯૮૯) |
| **નવલકથાઓ તથા ટૂંકી વાતો** | | |
| સ્નેહલક્ષ્મી ... | ૩-૦ ... | (૧૯૮૬) |
| *સંસારવિપ્લવ ... | ૧-૮ ... | (૧૯૮૭) |
| *કળિયુગની વાતો... | ૧-૦ ... | (૧૯૮૨) |
| *કુસુમાળ ... | ૨-૦ ... | (૧૯૮૬) |
| સોમાકનું સત્યાગ્રહણ / સ્નેહેન્દ્રનિનોપલની કથા | 'પ્રેમબન્ધુ'નાં ભેટપુસ્તકો | |
| કરણી (સંપાદિત) | ૧-૪ ... | (૧૯૮૯) |

* નિશાનીવાળાં પુસ્તકો ખપી ગયેલાં છે.

# સાંકળિયું





## ૧

બહુજ સંભાળથી પુત્ર અને પુત્રવધૂએ પ્રભાલક્ષ્મીને પથારીમાં બેઠાં કર્યાં; તેમનો દેહ કૃશ બની ગયો હતો. મ્હોટા તકિયાને અઢેલાવી તેમને બેસાડ્યાં. ચારેપાસ તેમણે વાત્સલ્યભરી દૃષ્ટિ ફેરવી. કુટુંબની ખીલેલી ફૂલવાડી નિહાળી તેમના મુખ ઉપર સંતોષની છાયા પથરાઈ. બે પુત્ર, બે પુત્રવધૂ, ત્રણ પુત્રીઓ અને એ બધાંનાં સંતાનોથી ઓરડો ભરેલો હતો. ડૉક્ટરોએ બધાંને એક જ ઓરડામાં બેસવાની મના કરી હતી; પરંતુ હિંદુકુટુંબોમાં એવી મના પાળવામાં આવતી નથી.

પ્રભાલક્ષ્મીથી પણ માણસો વગર રહેવાતું નહિ. દિવસમાં ત્રણ ચાર વખત બધાંને ભેગાં ન જુએ તો તેમને ચેન પડતું નહીં. બાળકો તો વારંવાર ઓરડામાં દોડી આવી દાદીની ખબર પૂછ્યા કરતાં, અને કોઈ કહાડી ન મૂકે ત્યાં સુધી ઓરડામાં રમ્યા કરતાં.

ચારેપાસ ફરતી પ્રભાલક્ષ્મીની નજર સહજ દૂર બેઠેલા પોતાના પતિ પ્રમોદરાય ઉપર પડી, અને તેમણે સહજ નિઃશ્વાસ નાખ્યો.

બધાથી દૂર આરામખુરશી ઉપર બેસી છાપું વાંચવામાં રોકાયલા પ્રમોદરાયને કોઈ સતત જોયા કરે તો તેને સમજાય કે છાપાંમાંથી વારંવાર નજર બહાર કહાડી તેઓ પ્રભાલક્ષ્મી તરફ જોતા હતા. કોઈ

છોકરું બોલે, પુત્ર હવા ખાય, પુત્રવધૂ કાંઇ ફળ આપે અગર કોઇ આવે કે જાય એ પ્રસંગોનો પણ લાભ લેઇ પોતાની પત્ની તરફ તેઓ નિહાળતા. પ્રભાલક્ષ્મી તરફ સહુનું એટલું લક્ષ રહેતું કે પ્રમોદરાયની નજર તપાસવાની ભાગ્યે કોઇને ફુરસદ મળતી. માત્ર ન્હાના પુત્રની વહુ વીણા ક્વચિત્ વૃદ્ધ પતિ–પત્નીની નજર પકડતી, અને ગમે તે બ્હાને હસી લેતી.

પ્રભાલક્ષ્મીનો આછો નિઃશ્વાસ સાંભળી પ્રમોદરાયે તેમની તરફ જોયું. પ્રભાલક્ષ્મીએ નજર ફેરવી નાખી અને હસવાની તૈયારી કરતી વીણાને પૂછ્યું :

'એમને કૉફી કરી આપી ?'

'હા, બ્હેન કૉફી કરી લાવે છે. તમે શું કરવા ચિંતા કરો છો ?' કહી પુત્રવધૂએ જરા હસી લીધું.

ચાળીસ વર્ષના સતત્ સહવાસ પછી પત્નીની પતિ માટેની ચિંતા વધે કે ઘટે તેની વીણાને ખબર નહોતી.

બધાંયે કૉફી પીધી, તે સાથે પ્રમોદરાયે પણ પીધી.

'એમને પાન કરી આપ ને, બેટા !' પ્રભાલક્ષ્મીએ વીણાને વિનવણી કરી.

'હાજી, કરું છું.' કહી વીણાએ પાન કરવા માંડ્યું, અને પોતાની જેઠાણી તથા નણંદોને હસાવવા માટે વૃદ્ધ સાસુની સસરા માટેની કાળજીનું એક દૃષ્ટાંત તેણે મનમાં નોંધી રાખ્યું.

'બા, હવે તું સુઇ જા.' પુત્રે માતાને સલાહ આપી. પ્રભાલક્ષ્મી માટે સહુને ભાવ હતો. પુત્ર પુત્રીને તો સ્વાભાવિક રીતે લાગણી થાય; પરંતુ પુત્રવધૂઓ પણ તેમનું મા સરખું જતન કરતાં હતાં; કારણ પ્રભાલક્ષ્મીએ કદી સાસુપણું કર્યું નહોતું. એટલે તેમને આરામથી સુવાડવા બધાંએ ટેકો આપ્યો.

સુતે સુતે પ્રભાલક્ષ્મીએ જોયું કે પ્રમોદરાય પણ પાસે આવીને તેમને સુવાડવામાં મદદ કરવા આવી ઊભા હતા. અલબત, તેમને એ

'ભલે; પણ મ્હને વિશ્વાસ નથી. હું જીવીશ કે મરીશ એ સરખું જ છે.

દીકરીઓ તથા વહુઓની આંખો ભીંજાઈ.

'તમે બધાં કહ્યાગરાં છો—સમજણાં છો, એટલે કાંઇ કહેવાપણું તો નથી. હોય આટલું કહું છું; એમની મરજી સાચવજો.'

પ્રભાલક્ષ્મી થાક લાગવાથી અટક્યાં. તેમનાં સંતાન શાંત ઉભાં રહ્યાં. જરાવારે તેમણે પાછું કહ્યું :

'કોઇને કશું કહે એવા નથી, માગે એવા નથી.'

એટલામાં પ્રમોદરાય ઓરડામાં આવ્યા. પલંગની આસપાસ બધાંને ઉભેલાં જોઈ તેઓ ઝડપથી આવ્યા અને પૂછવા લાગ્યાઃ'

'શું છે ? શું થયું ?'

'કાંઇ નહીં; શું થવાનું છે ? આવો શો અધીરો જીવ ?' પ્રભાલક્ષ્મી બોલ્યાં અને તેમણે આંખો મીંચી.

પ્રમોદરાય થોડીવાર ઉભા રહ્યા. એકાએક તેમણે પ્રભાલક્ષ્મીનો હાથ પકડ્યો અને નાડી જોવા લાગ્યા. પ્રભાલક્ષ્મીએ મહા મહેનતે આંખ ઉઘાડી; પોતાના હાથનાં આંગળાં પ્રમોદરાયના નાડી જોતા હાથને અડકાડ્યાં, અને તેઓ સહજ હસ્યાં. એ ઉઘડેલી આંખ, અડકી રહેલાં આંગળાં અને સ્મિતભર્યું મુખ એમનાં એમ સ્થિર થઈ ગયાં.

'થયું.' કહી પ્રમોદરાયે હાથ નીચે મૂકી દીધો.

પુત્રો ડોક્ટરને બોલાવવા દોડ્યા. સ્ત્રીઓ ખરી ખોટી શાંત દોડાદોડ કરવા લાગી. ઘરનાં છોકરાંને ભેગાં કરી એક બે માણસો સાથે બહાર મોકલી દીધાં.

ડૉક્ટર ઝડપથી આવ્યા. તેમણે પણ હાથ જોયો અને કહ્યું :

'કાંઇ નથી !'

સ્ત્રીઓ આછું આછું રડવા લાગી. પ્રમોદરાય ખુરશી ઉપર બેઠા હતા તે ઉઠીને પાસે આવ્યા. તેમણે સહુને ધીરજ રાખતાં બોધ કર્યો.

પોતાનાં પુત્ર-પુત્રીને એવી જ રીતે આશ્વાસન આપતા હતા; છતાં આ ઉમ્મરની વાત તેમને ગોઠી નહીં.

'શું એ એટલી બધી મ્હોટી હતી કે તેનું મૃત્યુ સહજ ગણાય?' તેમના મનમાં વિચાર આવતો.

કોઈ વૃધ્ધે ધીરજ આપી :

'જે થયું તે ખરૂં; પણ બધામાં તમને મૂકીને ગયાં એ સારી વાત.'

પ્રમોદરાયે પુત્રીઓને એમજ કહ્યું હતું, છતાં તે વૃદ્ધ સંબંધીનું કથન તેમને જરા પણ રૂચ્યું નહીં.

'મ્હને મૂકીને એ ગઈ એમાં સારૂં શું થયું? આ બધાંય મ્હારાં છે એ ખરૂં, પણ......પણ.'

પ્રમોદરાયને આખા જગતમાં એકાંત ફેલાઈ ગયું દેખાયું. ઘરમાં ફરતાં પોતાનાં જ પુત્ર-પુત્રી ચિત્રપટ સરખાં અસ્પૃશ્ય લાગ્યાં. પોતાના જીવનમાંથી કશું સત્ય ઉડી ગયું હોય એમ સર્વત્ર ખાલીપણાનો તેમને અનુભવ થયો.

૩

પ્રમોદરાય એકલા પડયા. ખુરશી ઉપર બેસી તેમણે રોજની રીત પ્રમાણે એક બાજુએ નજર ફેંકી. પ્રભાલક્ષ્મી ત્યાં નહોતાં-એટલું જ નહીં પણ તેમનો પલંગ પણ ત્યાં નહોતો. તેમને ભૂતકાળ યાદ આવ્યો. ભૂતકાળનાં મસ્તી-તોફાનનાં દૃશ્ય કંઈક વર્ષોથી રસ ઉપજાવતાં બંધ પડ્યાં હતાં. ગરીબીમાં ઘર ચલાવતી, પતિનાં કપડાં સંભાળતી, મહેમાનો માટે પથારીઓ પાથરતી, ક્વચિત્ વાસણો માંજી નાખતી યુવાન પત્ની તેમણે નિહાળી.

'કોઈ દિવસ એણે કંટાળો બતાવ્યો નથી.' પ્રમોદરાયનું મન બોલી ઉઠ્યું.

પલંગ રહેતો હતો તે બાજુએ તેમણે ફરી નજર કરી અને નિઃશ્વાસ નાખ્યો. સહજ આંખો મીંચી. ત્યાં તેમને ફરી યુવાન

પ્રભાલક્ષ્મી દેખાયાં યુવાન પ્રમોદરાય એક તરફ આંખો મીચી પડ્યા હતા પ્રભાલક્ષ્મીનું યૌવન આકર્ષક હતું, પરંતુ પ્રમોદરાયની દૃષ્ટિ યૌવનને ખોળતી નહોતી પ્રભાલક્ષ્મીએ પૂછ્યું

'શું છે ? કેમ આમ ઉદાસ લાગો છો ?'

'કાંઈ નહીં'

'ના, ના કંઈ મનમાં છે'

'અમસ્તું જ, હું જરા સૂઈ રહીશ'

'જેને મ્હારા સમ, મને ન કહે તે !'

'તું તો બહુ જીદ્દી આજને આજ થોડા પૈસાની સગવડ કરવાની છે એ જગ્યાએ ગયો પણ કાંઈ બન્યું નહીં'

'કેટલા જોઈએ ?'

'બે હજાર'

'હજાર મ્હારા પલ્લાના છે, અને હજાર ઘરેણાંમાંથી મળશે' પ્રભાલક્ષ્મીએ કહ્યું

પ્રમોદરાયને ન છૂટકે એ સૂચના સ્વીકારવી પડી પરંતુ તેમાંથી તેમની શાખ પાછી બંધાઈ, અને ધીમે ધીમે તેઓ ધનવાન બની ગયા તે દિવસે પ્રભાલક્ષ્મીએ પોતાના પલ્લાનો અને ઘરેણાંનો મોહ રાખ્યો હોત તો ?

'વીણા !' એકાએક પ્રમોદરાય બૂમ પાડી ઉઠ્યા

'જી' કહી વીણા તરત અંદર આવી

પ્રમોદરાયે ભૂલથી જ બૂમ પાડી હતી પ્રભાલક્ષ્મીને દવા પાવાનો વખત યાદ કરવા માટે તેમણે વીણાને બોલાવી હતી, પરંતુ પ્રભાલક્ષ્મી તો ગઈ કાલના આનંદનાથી પર બની ગયા હતા ! પ્રમોદરાયને તે યાદ આવ્યું, અને તેમણે ભૂલ છૂપાવતાં કહ્યું

'બધાં ક્યાં ફરે છો ? કેમ કોઈ દેખાતું નથી ?'

'બધાં અહીં જ છે હું બોલાવું ?'

'ના, કાંઈ કામ નથી હું જરા બાગમાં ફરું છું'

'જી. કોઈને સાથે મોકલું ?'

'અં હં.'

એમ પુત્રવધૂને કહી તેઓ બગીચામાં ફરવા નીકળ્યા. ફૂલની ક્યારીઓ ખીલવાને તત્પર હતી. છતાં પ્રમોદરાયની નજર સૌન્દર્યભરી ક્યારીઓ ઉપર પડી નહીં. તેમને તો જીર્ણ અમરાઈ અને વડવાઈઓને હીંચોળતી વૃક્ષઘટા જ ગમી. જાણે વૃક્ષરાજિમાં ફેલાયલું આશ્રયદાતા, સહનશીલ માતૃત્વ ! પ્રભાલક્ષ્મીનાં એ પ્રતિક તો નહોતાં ? વૃદ્ધાવસ્થામાં કયું એ ભવ્ય સૌન્દર્ય દેખાતું હશે ? વૃક્ષ નીચેની એક બેઠક પર તેઓ બેઠા.

'મ્હારી કાળજી સહુ કોઈ રાખે એમ છે; પરંતુ યૌવનઘેલછાથી પર બનેલી, સ્હવારથી રાત સુધી મ્હારી આસપાસ ફરતી એની નજર તો હવે ગઈ જ ને ?'

વૃક્ષમાં પવન ભરાયો. ડાળીઓ ચમ્મર કરવા લાગી.

'જમતી વખતે આ ઉમ્મરે પણ એ તો પંખો નાખતી હતી.' પ્રમોદરાયને વિચાર આવ્યો.

તે ઉઠીને ઘર તરફ આવ્યા. સંધ્યાકાળનો સમય થયો હતો. સૂર્ય જતાં સૃષ્ટિની આંખો લાલ બની ગઈ.

'મ્હારોએ સૂર્ય અસ્ત પામ્યો.'

એક યુવાન પ્રેમીના સરખું સ્મરણ સતત ચાલ્યા કરતું હતું. એમાં માત્ર નહોતી ઘેલછા, નહોતો દેખાવ, નહોતું અધીરાપણું. ઘા વાગ્યો હતો; પરંતુ તેનો તરફડાટ બતાવી શકાતો નહીં; પ્રિય પત્ની નજર આગળથી ચાલી ગઈ હતી; પરંતુ તેનું રૂદન શક્ય નહોતું; જગત્ ખાલી બની ગયું હતું; તોપણ પોકાર કરી જગતને ભરી દેવા માટેનું ક્ષમાયોગ્ય યૌવન તેમની પાસે નહોતું.

અંદર જઈ તેઓ પાછા ખુરસી ઉપર બેઠા. રોજ કરતાં દીવો વહેલો થયો, છતાં તેમને લાગ્યું કે દીવો કરવાનું સંભારનાર પત્નીનું સ્થાન ખાલી હતું. પિતાને એકલા બેઠેલા જોઈ પુત્રો અને પુત્રીઓ પાસે આવી બેઠાં.

'માલિની અને વીણા ક્યાં છે ?' થોડી વારે પ્રમોદરાયે પુત્ર-વધૂઓની ભાળ માગી.

'આવતાં હશે; છોકરાંને જમાડે છે.'

એકાએક કોઈ બાળકને રડતું સાંભળી પ્રમોદરાય બોલ્યા :

'કોણ રડે છે ?'

'એ તો ઉષા.'

મ્હોટા પુત્રની ન્હાનકડી દીકરીનું નામ ઉષા હતું.

'કોણ રડાવે છે એને ?'

'એને તે કોણ રડાવે ? છે જ જીદ્દી.' બાળકીની એક ફોઈએ કહ્યું.

'જરા સમજાવો ! જે માગે તે આપો ! બાળક જીદ ન કરે તો કોણ કરે ?' દાદાએ પૌત્રીનો પક્ષ લીધો.

ભાઈઓ અને બ્હેનોએ પરસ્પરની સામે જોયું, અને એક બ્હેને કહ્યું :

'એમજ કરે છે.'

પાંચ મિનિટ થઈ, સાત મિનિટ થઈ, દસ મિનિટ થઈ, છતાં રસોડા તરફથી આવતું બાળકીનું રુદન બંધ થયું નહીં.

'હજી કેમ રડ્યા કરે છે ?'

'એ તો હમણાં છાની રહી જશે.'



'લાવો એને મારી પાસે.'

'તમે મ્હોટાભાઈ, જરા આરામ લ્યો. હમણાં સુઈ જશે.'

'રડતી સુવાડાય નહીં, જા લેઈ આવ મારી પાસે.'

અણગમતે તેમની પુત્રી ઉઠી અને રસોડા ભણી ગઈ. તેનાથી બાળને તેટલી સમજૂત કર્યા છતાં ઉષાનું રુદન બંધ પડ્યું નહીં. એટલે પ્રમોદરાયે છોકરીને લેઈ આવવા બીજી પુત્રીને મોકલી. ન છૂટકે ઉષાને દાદા પાસે લાવવી પડી. ચાર પાંચ વર્ષની બાળકી ડસ્કે ભરાઈ ગઈ હતી. પ્રમોદરાયે તેને ખોળામાં લીધી અને પૂછ્યું :

‘શું થયું બેટા? કોણ વઢ્યું?’

‘કોઈ નહીં,’ બાળકીએ રૂદન વચ્ચે મિઠ્ઠો જવાબ આપ્યો.

‘ત્યારે આમ રડે છે શા માટે?’

‘મ્હારે મા પાસે બેસી જમવું છે.’ ઉષાએ રડતે રડતે કહ્યું. પ્રભાલક્ષ્મીને બધાં છોકરાં ‘મા’ કહેતાં હતાં. ઉષાને તો રાત પડે ‘મા’ પાસે બેસીને જ જમવાની ટેવ હતી. એટલું જ નહીં, તેમનો હાથ અડકે ત્યારે જ ઉંઘ આવે એવી આદત તેને પડી હતી.

પ્રમોદરાય ગુંચવાયા. બાલકીને શો જવાબ આપવો તે તેમને તત્કાળ સમજાયું નહીં; છતાં ઉષાની આંખ લુછતે લુછતે તેમણે કહ્યું:

‘જો, ત્હારી ‘મા’ તો ભગવાનને ઘેર ગઈ છે.’

‘તે મ્હને મૂકીને કેમ ગયાં?’ ઉષાએ રૂદન વધારતાં પોતાની ફરિયાદ રજુ કરી.

પ્રમોદરાયનું હૃદય જરા ધડક્યું. બાળકીના દેહ ઉપર હાથ ફેરવતાં તેમણે કહ્યું:

‘ચાલ દીકરા, હું જમાડું?’

‘ના, હું તો મા પાસે જ જમીશ.’ ઉષાનું રૂદન અટક્યું નહોતું.

‘મા’ થી પાછાં ન અવાય, દીકરી!’ દાદાએ ખરી હકીકત જણાવી.

‘ત્યારે મને મૂકીને કેમ ગયાં?......’ કુમળું લાંબું રૂદન કરતી ઉષા બોલી.

—અને પ્રમોદરાયે અત્યાર સુધી દબાવી રાખેલાં આંસુ દૃઢતાની પાળો તોડી વહી રહ્યાં. ઉષાને છાતીસરસી દબાવી રૂદનમય અવાજે તેમણે કહ્યું:

‘બધાંને એના વગર ચાલ્યું. તને ન ચાલ્યું, દીકરી!’

—અને આખો ઓરડો આંસુથી ભરાઈ ગયો.



## ડોસાના દિદાર

શિયાળાની સાંજ હતી, છેલ્લાં સૂર્યકિરણો નૃત્ય કરી રહ્યાં હતાં. ઘુમ્મટ અને કિલ્લામાં અંધારું જામ્યું હતું. નિર્મળ આકાશમાંથી શાંતિ ઉતરી હતી. કેક ઘરમાં દીવા ઝગી રહ્યા હતા.

" વાંકડ ડોસો! જુઓ! પેલો વાંકડ ડોસો આવ્યો." બાળકોની એક ટોળકી ચારે દિશા તરફ ફરી વળી. કેંક ચિચયારી પાડવા લાગ્યા. કેંક તીણી સિસોટી વગાડવા લાગ્યા. કેટલાક વિચિત્ર અવાજ કરવા લાગ્યા.

" એય વાંકડ ડોસા! એ ડોસલા!" એકસામટો તેઓનો તિક્ષ્ણ અવાજ ગર્જી ઉઠ્યો.

અચાનક ડોસાની પીઠ પર બરફનો ટુકડો પડ્યો. એક છોકરાએ ડોસાના બે પગ પાસે લાકડાનો મોટો ટુકડો ફેંક્યો. ડોસાએ આંચકી ખાધી. તે આગળ વધવા લાગ્યો. તેની ગરીબ આંખો બાળક તરફ નજર કરી.

શેરીના બાળકો તેને 'વાંકડ ડોસો' કહી ચીડવતાં; પણ તે ક્યાંય ઉશ્કેરાતો નહોતો. ખરી રીતે તે દયાનું પાત્ર હતો. તેનું શરીર ધ્રૂજતું હતું. ખભા ઉપરનાં હાડકાં બહાર ઉપસી રહ્યા હતાં. તેના

લાંબા હાથ ફાટેલા કોટની બાંયમાંથી બહાર ઝૂલતા હતા, લાંબું પાતળું ગળું કોટની ઉપર ઉભું હતું. મુખ ઉપરની રેખાઓ ચીમળાએલી હતી. હોઠ ઉપર નાક ઠરી રહ્યું હતું. મૂછ અને દાઢીના ધોળા વાળ આખા મોંઢા ઉપર ઉડતા હતા. એની આ કંગાલ સ્થિતિ એનું એકલપણું સૂચવતી હતી. એના મહેલ્લા સિવાય, એ અન્ય સ્થળ ઉપર અજાયબ અને દુઃખી ભાસતો. પોલિસો પણ એની આ વિચિત્ર સ્થિતિથી ગુંચવાતા. આયાઓ એના નામનો ઉપયોગ બાળકોને બિવરાવવામાં કરતી. "છાનો રહે! પેલો વાંકડ ડોસો આવે છે! તને ખાઈ જશે; જો!" રડતાં બાળકને વાસ્તે આટલું પૂરતું હતું. અથવા ડોસાને આયા જ પંડે કહેતી: "ડોસા, આને ગભરાવો તો! સ્હેજ તમારી આંગળી લગાડોને, એટલે છાનું રહી જશે!" આવા પ્રસંગો ઉપર ડોસાના દિલમાં આશ્ચર્યજનક લાગણી ઉદ્ભવતી. તે એકદમ અક્કડ બની જતો. ભવાં ઉપર ચઢાવી, બાળક ઉપર મીઠી દ્રષ્ટિ ફેરવતો. એની માયાળુ નજર નાના બાળકના ઉપર અદૃશ્ય આનંદ રેલાવતી હતી. મોંઢા આગળના વાળના ઝૂમખામાંથી મૃદુ હાસ્ય ઢળતું. આ હાસ્ય ક્યાંથી આવતું? કોઈ જાણે ત્યજાયેલા કચરાના પૂંજમાંથી પરી ઉત્પન્ન ન થઈ હોય! ફરી પાછું તેનું અંતર ઠંડું બનતું, પોતાનામાં જ સમાઈ જતું અને તેનાં પગલાં તેને ધીમેથી આગળ લઈ જતાં. લાંબા વખત સુધી તે સ્વસ્થતા મેળવી શકતો નહિ અને જ્યારે તે સત્ત્વહીન બની શેરીએ શેરીએ ભટકતો ત્યારે તે નિરાધાર—એકલવાયા પક્ષી જેવો જણાતો.

## ડોસાનું રહેઠાણ

દરેક પક્ષીને માળો છે, દરેક પ્રાણીને તેનું રહેઠાણ છે. વાંકડ ડોસાને પણ એવું ઘર હતું. એક મોટા મકાનનું ભોંયતળીઉં તેણે રોકયું હતું. તેનો દેખાવ બેડોળ હતો. કચરો, ધૂળ અને અંધારાનું સામ્રાજ્ય ત્યાં સ્થપાયું હતું. વીસ વર્ષ થયાં બધું તેમનું તેમ હતું; કારણ કે વીસ વર્ષ સુધી આ સૂના ઓરડા સાફ નહોતા થયા કે એમાંથી જાળાં પણ કાઢવામાં નહોતાં આવ્યાં. વૃદ્ધ માણસ ચાકર પણ ક્યાંથી રાખે? દિવસમાં એક વખત દુકાનમાં ખોરાક ખરીદવા જતો. ખિસ્સામાં

ખોરાકનું પડીકું લઇ આવતો. વીસ વર્ષમાં એણે કોઇપણ મહેમાનની સ્વાગતા નહિ કરેલી. આટલું જ્યાં તે તદ્દન એકલવાયો તો નહોતો જ. તેના ઉશ્કેરાએલા મગજમાં જન્મેલી સ્વપ્નાથી માયાની તે જીવી રહ્યો હતો. એનું ગૂઢ જીવન ગિનહયાતી અવાજો વડે વહેતું હતું. એનું ઘર એટલે કરોળીઆનાં જાળાં-ઉંદરોની ખાણ-ધૂળનો ટેકરો. પરસાળમાં અને એક વખતના સુંદર ફરનિચર પર, એક ઈંચ જેટલી ધૂળ ચઢી હતી. બારીમાંના કરોળીઆનાં જાળાંથી પ્રકાશનો અટકાવ થઇ રહ્યો હતો. ચિત્રોની શોભા ધૂળથી નાશ પામી હતી. કોઇ વેળા ટપાલી આવતો.

"એ કાગળ કોનો છે?" ડોસો પૂછતો.

"એ તમારો છે અહીં ને?"

"શું?"

"તમે જ વાંકડભાઈ ને?"

"અરે! હા, હા. મારું જ નામ વાંકડભાઈ!" ડોસો જવાબ આપતો. ઘણી વેળા પોતાનું નામ પણ ભૂલી જતો. કાગળ હાથમાં લેતો. એક સ્થળ ઉપર મૂકતો. તરત જ તે તેની યાદશક્તિમાંથી જતો રહેતો. સગાં સ્નેહીઓમાં એવો ભય હતો કે ડોસા પાસે ધન છે, એટલા ખાતર જ તેઓ અવારનવાર એના ઉપર કાગળ લખતા; કાગળમાં શું દર્શાવ્યું છે એ જાણવાની દરકાર એ કદાપિ કરતો નહિ.

જોબનગીઆની આવી દશા જોઇ, ઘરધણી ચોંકી ઉઠયો. તેણે ઘણી વેળા તેના ભાડુતને 'નોટીસ' આપવા વિચાર્યું, પણ છુટ્ટો ભાડુ નિયમિત દેતો હતો ને એની બીજી કોઇપણ જાતની તકરાર નહોતી.

એક વેળા ઘરમાલીક બુઢ્ઢાને રસ્તામાં મળી ગયો; અને ઘર સમરાવવા સંબંધી ચર્ચા ઉપાડી. વાંકડ ડોસો દયાર્દ્ર ભાવે બોલ્યો: "જોઇએ તો હું વધારે ભાડું દઇશ, પણ મને નિરાંતે એકલો અહીં રહેવા દો, ભલા, મને પજવો ના!"

આથી આ ચર્ચા ખોરંભે પડી.

શ્રી. વિનુ દેસાઈ

કુલેગી

## રહેઠાણનાં એંધાણ

એ જ ઘરને વળગી રહેવાનું કારણ બુઢ્ઢાને શું હશે? શું ઘરના દરેક ખુણામાં, ભવ્ય સ્વપ્નોએ ઘેરો ઘાલ્યો હતો? ખરૂં છે. તેઓ સર્વત્ર હતાં–ટુવા ખાવેલાં પુસ્તકોમાં, ઝાંખા થએલા ફર્નિચરમાં ને મોટા ટેબલ પર વસી રહેલાં હતાં. જેવો આરામખુરશી પર ડોસો પડે કે તરત જ ભૂતકાળની મધુર સ્મૃતિઓ તાજી થતી. એક ક્ષણ પસાર થતી, કે હાસ્ય ઝરતું. એ હુંફાળું હાસ્ય!!! આખો ઓરડો ઝળકતો ને પછી હાસ્ય ક્યાંય અલોપ થતું. વળી ત્વરાથી દોડતા નાના સુંવાળા પગોનો અવાજ તેને સંભળાતો, "બાપા, અહો! તમે અહીં છો?" પછી તે નાના પગો તુરત જ પાછા ઉપડી જતા અને બારણાંમાંથી કૈંક સફેદ ઝલક જેવું ઉડી જતું હોય તેમ માલમ પડતું. કેટલીક વખત કલાકો સુધી દરેક સુસવાટે, દરેક અવાજે, કૈંક સાંભળવા તે થોભી જતો. વચમાં એકાએક બાળકનું હાસ્યમોજું, શાંતિનો ભંગ કરતું રેલાતું જણાતું. શ્વાસ થંભાવીને તે સાંભળતો. તેની દુઃખતી આંખો જમીન પર ચોંટી રહેતી. કદી બાળકના ગીતના પડઘાથી ઓરડાઓ ગર્જી ઉઠતા. બુઢ્ઢાનો ખોખરો અવાજ તેમાં સૂર ભેળવવા મથતો. મીણબત્તી સળગાવી, ડોસો ઘેલો બની બાળકનાં પગલાંની શોધમાં લાગતો. પણ એનું કૈંજ ચિહ્ન જણાતું નહિ. ફક્ત તેના વિચિત્ર બુટના અને ઉંદરોના લિસોટા કચરા પર વેરાએલા જણાતા. શોધતાં શોધતાં શિથિલ પગ દુખી જાય, ત્યારે ટેબલ પર મિણબત્તી હેરવતો. આર્મચેરમાં પાછો એકવેળા પછડિયું ખાતો ને દીવાની જ્યોત તરફ અનિમિષ આંખે તાકી રહેતો. ધીમે ધીમે થાકથી પાંપણો બીડાતી ને પછી ભરનિદ્રામાં પડતો.

“મારો પુત્ર? મારો લાડકવાયો!” તેના બન્ને હાથ પહોળા થયા—ને સુખપ્રદેશમા પેઠો.

તે તેની પત્નીને લાખો સમય થયા, એકાન્તજીવનમાં ભૂલી ગયો હતો. તેના વિસ્મરણ પહેલા તેને તે એક પ્રાણી માનતો. એ જીવત પ્રાણીએ એની જીંદગીનો વિનાશ આપ્યો હતો. જૂનકાળના દિવ્યપ્રદેશમા ગુલાબી અનંગ પ્રસર્યો. પૂર્વનું પ્રેમ, સૌન્દર્ય અને જાદુભરેલું જીવન ખડું થયું, પ્રિયાની કેરી નગમરી આખડી!

“વ્હાલી, કાતિલ ગર છોડની આંખો ન બનાવ!” વર્ષો પહેલાનો એ પ્રબળ પ્રેમ દૃષ્ટિ સમક્ષ ખડો થયો.

“શું છે વ્હાલા?”

“અરે! ગહનતામા વહી જતા તારા ચક્ષુઓ જાદુભરેલા છે!” હેકળની પાપણોમાથી છૂટી પ્રિયતમાને જોવા લાગ્યો. તેનું નાજુક બદન હેલારા ખાતું હતું. રસ-સુંવાળા હોઠ પ્રકાશ પાડી રહ્યા હતા.

તેઓનો સંસાર આવો પ્રેમમય હતો, ત્યાં એકાએક વિશુદ્ધ આકાશમાં આછેરો ડાઘ તરી આવ્યો. શું એ વાદળી હતું?

“વ્હાલા! આ ગામડીઆ જીવન! સમજી રહ્યો કે આ જીવન જ નથી.”

તેણે પત્ની સામે જોયું. એની મુખમુદ્રા તપાસી, પણ કંઈ સમજ પડી નહિ.

“આ જીવન જ નથી?”

ઘણા વખત પછી સમજતો થયો. સમજવાને માટે એને વધારે પડતું ખમવું પડ્યું. પણ તે પહેલાં તો એની સમજ બહેરી થઈ ગઈ હતી. લગ્નવેળાએ તો પત્ની એક બાળક સમાન હતી. ત્યારે તેઓના પ્રેમ વચ્ચે કોઈપણ આડે આવી શક્યું નહોતું. ત્યાર કેડે કોઈ અશુભ ચોઘડીએ એ પ્રેમ ઉપર કરુન ચડ્યું! તેઓ શહેરમાં રહેવા આવ્યા, ને તરત જ ખટમધુરા સંસારમાં પડ્યા. સુખભરતીનાં પૂર ચડ્યાં—

બધાંની બાબતમાં બને છે તેમ : પછી તેઓએ રહેવા ભોંયતળીઉં લીધું–પણ એ વેળાએ તે તદ્દન જુદા પ્રકારનું હતું. એ સ્વચ્છ, સુઘડ, ચકચકિત ને તાજગીભર્યું ભાસતું. આ પ્રમાણે સુખી સંસાર વહેતો હતો પણ...

## પ્રેમમાં વ્હેમ

પછી વાદળાં ઘેરાયાં. શહેરના વિખવાદી જીવનના ચેપથી તેઓમાં અસંતોષ રોપાયો. પત્નીની આંખોમાં વિચિત્ર ચમકાર ભરાયો. ડોસો મૂળ સ્થિતિથી પરિવર્તન પામ્યો. આમ, દિનપ્રતિદિન એકમેક વચ્ચે કજીઆએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું; અને પછી ? અંતે તુફાન શરૂ થયું. તેના મન ઉપર તુફાની પ્રસંગનો પ્રથમ દિન ખડો થયો ! આ સ્મૃતિઓનું ભૂત ડોસાને ઉંઘમાં પુષ્કળ પજવતું. તે અશાંતિમાં પડખાં ફેરવતો ને મૂંગો નિઃશ્વાસ બહાર કાઢતો. એ જ ઓરડામાં ડોસો સૂતો. એની શુદ્ધ ઠેકાણે આવી; પરંતુ કંગાલ અને દુઃખદ સ્થિતિથી એ અસ્વસ્થ હતો.

## વ્હેમ પછીનો વલોપાત

"શું પોતે એકલવાયો ! અરે ! સાવ નિરાધાર ! પત્ની અને પુત્ર બેઉ ચાલ્યાં ગયાં–તેમણે મને રખડતો મૂક્યો ! " તેની બાજુએ સર્વત્ર શાંતિ હતી. વાચક, તને કદાચિત્ વિચિત્ર ભાસશે, પણ વાંકડીઓ ડોસો તો જાણે સ્વર્ગમાં જ વિરાજમાન હતો ! પરસાળની જમણી બાજુમાં એક ઓરડો હતો. તે દિવાનખાના તરીકે વપરાતો ને હજી પણ દિવાનખાના તરીકે જ વપરાય છે. અધમ અવસ્થામાં રહેતા ડોસાને આ ઓરડા પ્રત્યે અનન્ય પક્ષપાત હતો. ઘરની ધૂળ અને કચરાનું સામ્રાજ્ય અહીંઆં ઉંબર આગળ ખલાસ થતું હતું. આ ઓરડામાં સ્વચ્છતા પથરાઈ હતી. પ્રત્યેક પ્રભાતે વાંકડ ડોસો પોતાના હાથે ધૂળ અને કચરો સાફ કરી નાખતો. ઘણી વેળા ડોસાની આખી સાંજ જ અહીં પૂરી થતી, અને બહુધા તે આ ઓરડામાં જ દીવો સળગાવતો. ખુણામાં બાળકનું પારણું હતું. એમાં એક સ્વચ્છ ચાદર પાથરી હતી. એનો એક છેડો રાત વાસ્તે

બાળકની મૂકેલો હતો. પાથરણાને હંમેશ સજાવવામાં આવતું હતું, જો કે વીસ વર્ષ સુધી એમાં કોઈએ વાસ વસાવ્યો નહોતો. વારંવાર કમનસીબ પિતા ત્યાં આવતો ને ખાલી બિછાનાને પંપાળી બોલતો : "સૂઈ જા, બેટા! ઉંઘી જા, મારા વ્હાલા!' ત્યાં બાળક જ સૂતું છે, એમ માનવાને હમેશ તે તૈયાર હતો. એની કલ્પના ઉપર એને પૂર્ણ વિશ્વાસ હતો. બિછાના પાસે બેસી ડોસો આંખો બંધ કરી, જાણે બાળકના શ્વાસનો અવાજ સાંભળતો ન હોય તેમ ત્યાં ટગતો. પારણામાં ઉંઘતું બાળક મલકાતું હોય એમ એને ભાસતું. આખરે ડોસાના મુખ ઉપર હાસ્ય સ્ફુરતું અને એની નિસ્તેજ આંખોમાંથી અશ્રુનાં બિંદુ ટપકતાં. પોતાના એ આથમેલા સોણલાની માન્યતા સાચી પાડવા માટે કેટલીક વખત, એ પથારી હેઠળ ઢંઢ મૂકતો. આવા સંજોગ-માં, કાનસને ઝીણું કરી તે દૂર બેસી રહેતો ને એની આંખો સ્થિર દ્રષ્ટિથી પથારી પર જ ફરતી.

"મારા વ્હાલા, શું તું ઉંઘે છે? ઉંઘી જા હું તારી સોડમાં જ છું"

કેટલીક વેળા તે બાળવાર્તા કહેવી શરૂ કરતો. નાના ઓરડામાં એનો દુઃખી, આપમેળે ને ધ્રૂજતો અવાજ ફરીવળતો. એ એમ ધારતો કે એનો નાનો બાળક, પથારીમાં બેસી, એની અદ્ભુત વાર્તા સાંભળે છે. ધીમે ધીમે એનો અવાજ વધારે સખત થતો. વિષયમાં એ ચકચૂર બની જતો. હાથ વાટે એ અભિનય દર્શાવતો. કેક વેળા ધ્રુજતો અવાજ શરૂ કરતો તો વળી વચમાં મૃદુ સ્વર સરી પડતા. એમ કરતાં કરતાં તેનો અવાજ એકદમ બસુરો થઈ જતો–તૂટી જતો. વિચારગ્રસ્ત ભાવે તે પથારી નિરખી રહેતો. જે તદ્દન ખાલી જ હોય! આસપાસ ગંભીર શાંતિ અને તેના ભગ્નાન અંતરમાં પણ સમની શાંતિ!

નશાબાજ મનુષ્ય માફક પથારી પાસે તે જતો. ઘુંટણીએ પડી બાળકના તકીઆ પર માથું મુકતો. જ્યાં સુધી તેના લથડાવાળા પગ દુખતા નહિ અને જ્યાં સુધી તેનું ભવ્ય સ્વપ્ન અન્ધકારમાં ડૂબી જતું નહિ, ત્યાં સુધી આવી સ્થિતિમાં તે પડી રહેતો. બાળકની

હયાતી તે પ્રમાણે તેના અંતરમાંથી નાશ નહિ થતી. મોટા ટેબલ પર બાળકનાં વ્હાલાં રમકડાં ગોઠવાયલાં હતાં. તેમાંથી એક પણ ઓછું નહોતું થયું. તેના ઉપર બાળકની હોડી હતી. બાળકનો માનીતો રમકડાંનો કૂતરો હતો : પિતાએ વેચાતી લઇ આપેલી મોટર હતી; પણ બાળક હજી વર્ષો થયાં પાછો આવ્યો નહોતો.

બીજી બાજુએ બાળકની, અભ્યાસના ટેબલ જેવી પેટી હતી. એનાં પુસ્તકો વેરાએલાં પડયાં હતાં; જો બાળક અહીં પાછો ફરે તો બાકી રહેલી કાપીબુક ચીતરી કાઢે! બાળક સાથે પસાર થએલા એ મધુર દિવસો ડોસાની આંખો સમક્ષ કેવા તરવરી ઉઠે છે! બાળકનું સોણલું ડોસાની પાછળ લાગ્યું છે, ત્યારે તે એનાથી દૂર જવા માગે છે. અરે પરમાત્મા! તેની સાથે હસણાં એક પણ કલાક પસાર કરવાનો હોય તો! તો પર્વત જેવડું દુઃખ કે નઠોર ભાવિ ઝીલવાને એ તૈયાર છે. બાળકનાં કપડાં નાની પેટીમાં એની માએ મૂકી રાખ્યાં હતાં. નિરાધાર-ગરીબ ડોસાએ એક પછી એક, તેઓને તપાસી જોયાં. કપડાંને ચુંબનોથી ભીંજવી નાખ્યાં; ને તેણે કોઇપણ સંજોગોમાં, તે મિલકતથી છૂટા પડવાનું વાજબી ધાર્યું નહિ. તે તો તેના વર્તમાનકાળનો કરૂણ આનંદ હતો.

બાળકના બિછાના પાસે બેસતાં, પેલી બારીમાંથી કંઇક જણાતું. ધીમે ધીમે એક ચહેરો દશ્યમાન થતો. તેની દૃષ્ટિ ડોસાના દર્દભરેલા સ્વર્ગીય આનંદ માટે તકરાર ઉઠાવતી; પણ જ્યારે બુઢ્ઢો બારી પાસે આવતો, ત્યારે કૈં પણ જણાતું નહિ. બારીની બહાર સૂસવાટાભરેલી અંધારી રાત્રિ વ્હેતી દેખાતી. પછી "તે તો ભ્રમિત મગજની બનાવટ છે" તેવા વિચારે ત્યાંથી તે ખસી જતો અને અંતે ત્યાં જોવાની ભાગ્યે જ તસ્દી લેતો. પછી બુઢ્ઢો દીવો બુઝવી સૂઈ જતો. ઠંડી, નિર્જન રાત્રિમાં બાળકના ઓરડાની બહાર, કોઇ ડૂસકાં લેનાર તેને સંભળાતું.

સહાગંભીર મનોવેદના

આજે દીવાળી હતી—વીસ વર્ષ પછીની દીવાળી હતી. હમેશ કરતાં તેનું મન આજે વધારે ઉદ્વિગ્ન હતું. તેને આજે ઘેર રહેવું

જોઇએ ? નહિ. જો કે તેણે ભભકદાર રોશનીવાળી શેરીના દેખાવને આન્તરિક વેદનાથી ક્ષુબ્ધિત કરવો ન જોઇએ; પણ તેને ત્યાં કોઇ દિવ્ય તત્વ ખેંચી જતું હતું.

દરેક ઘર આજે શણગારવામાં આવ્યાં હતાં. દરેક ઘેર આજે દીપમાળ ઝગઝગતી હતી; અને આતશબાજી જામતી હતી. કેટલીક દુકાનોમાં મીઠાઈ મઘમઘી ઉઠતી હતી અને લોકો તે આનંદથી ખરીદતા હતા.

વાંકડ ડોસાએ તે સુખી લોકો તરફ દષ્ટિપાત કર્યો. તેણે બારી તરફ જોયું. ચારે તરફ કલ્લોલ કરતાં છોકરાં તરફ નજર કરી. છોકરાં સ્વચ્છ કપડાંમાં શોભતાં હતાં. તે અતિ આતુરતાથી થોભ્યો. તેને પણ એક ફટાકડાની પેટી લેવી હતી પેલું ભુરા ઝભલાવાળું બાળક તેના વ્હાલસોયા બાળકની યાદ આપતું હતું. તેવી જ ચળકતી આંખો, તેવા જ મૃદુ-મુલાયમ વાળ, તેવોજ સ્વભાવ !!

એકાએક તેને ઘેલો વિચાર આવ્યો. મગજમાંથી આ વિચારને ખંખેરી કાઢવા, તેનો હાથ ગજવામાં જ લંબાયો; પણ તે ચળે શેનો ! તેનું આખું શરીર ધ્રુજ્યું. કાનમાં ગણગણાયું, "તું દીલદર્દી છે. કમજોરી તારી સંમુખ ડોકતી આવે છે. હવે જીવનનો અંત નજીક છે, તો તારેય શા માટે લા'વા લઇ લેવા ન જોઇએ ?"

વળી તુરતજ કાનમાં નૂતન વિચાર ઉદ્ભવ્યો :

"આજની રાત્રિ વાસ્તે એક ફટાકડાની પેટી ખરીદી લે."

"શા માટે ?" વળી એકાંતજીવી ડોસો બબડી ઉઠ્યો.

"કોણ આવવાનું છે જો ?"

"કલ્પનાના બાળુડા વાસ્તે; તું તેનાથી વિંટાએલો છે." વિચારમાં ગરકના ભારથી તે પાછો ફર્યો.

"દુકાનમાં જાઉં !" તે દુકાનમાં પેઠો. બધા ઘરાકોએ તેની તરફ જોયું. તેઓના મુખ ઉપર આશ્ચર્યની છાયા.

"કઈ પેટી પસંદ કરો છો ? આ નાની છે, પેલી તેનાથી મોટી છે."

"કિંમત શી છે ? મને એક સરસ જોઈને આપો !"

"તેનો દોઢ રૂપિયો છે."

દુકાન રમકડાંથી ભરચક હતી. આંખોને આંજી દે તેવી રીતે ત્યાં ચીજો ગોઠવાયેલી હતી, કુતૂહલતા ઉત્પન્ન કરવામાં તે કેવળ સમર્થ હતી.

થાંકડ ડોસો ગુંચવાયો. વર્ષો લગી તેવું તેના દીઠામાં નહોતું આવ્યું. સ્મરણશક્તિ તેને છેતરતી હતી. તે ક્યાં હતો ને શા માટે અહીં આવ્યો હતો તે વિષે તેને ભાન જ નહિ હતું. "બેટા, આ પેટી તને ગમશે? નહિ તો બીજી પસંદ કરી લઈએ !" ડોસો મોટેથી બોલી ઉઠ્યો.

વેચવાવાળો ચકિત થયો ! અરે શંકિત ભાવે તેને જોઈ જ રહ્યો. "કેમ ડોસા, શું છે ?"

ડોસામાં ચેતન આવ્યું, પેટી ખરીદી તેણે ચાલવા માંડ્યું. પોલીસે તેની આવી વર્તણુંક જોઈ, વિચારમાં પડી. કોઈ વેળા જરૂર તે પોલીસ ચોકીનો મેમાન બનશે, તેમ વિચાર્યું. તેણે બુઢ્ઢાનો હાથ ઝાલવા ઉચિત ધાર્યું પણ તે તો ઝડપભેર ત્યાંથી નીકળી ગયો હતો. હવે તે આનંદભૂમિનો નિવાસી હતો. ડોસો બાળકના ઓરડામાં દાખલ થયો. ત્યાં બેઠો કે તરત જ તે બારીમાંથી કાલ્પનિક ચિત્રો દેખાવા લાગ્યાં. ત્યાં સ્થિરતાથી એક ડોસી ખડી હતી. આકર્ષણનું કેન્દ્રસ્થાન બનવા માટે નહિ, પણ ડોસાની અંદરની હિલચાલ ભાળવા તે આતુરતાથી ત્યાં ઉભી હતી.

ફરી એક વેળા ડોસાનું મગજ ભમવા લાગ્યું. તેને જોઇના ઓરડામાંથી નાનકડો પગરવ સંભળાતો હોય એવો ભણકાર થયો.

"મારો બચુડો આવે છે!" થાંડર ડોસો બોલ્યો. અને પેટી ઉપર લપેટાયેલા કાગળો ફાડવા માંડ્યા. પછી ફટાકડાની લુમો છૂટી પાડી. "હજી સુધી બાળક કેમ નહિ આવ્યો?" મૃદુ ગૂંજતા સ્વરો બંધ થયા હતા. ક્વચિત્ ક્વચિત્ ફૂંકાતા પવનથી ઘોર શાંતિનો ભંગ થતો હતો.

## એ મનોમૂર્તિ

જુદ્રી આર્મચેર ઉપર અફળાયો. "હજીયે છોકરો આવ્યો નહિ!" છોકરાની રાહ જોતી લુખી આંખો બારી બહાર સ્થિર કરી રહી હતી અને હીમાયલા બારીના કાચ ઉપર કોઇ ડોસીનો ચહેરો ઝૂકી રહ્યો હતો! એના મુખની વરાળથી કાચ ઝાંખો બનતો હતો; પણ પ્રકાશદ્વારા અંદર બેઠેલા ડોસાને જોવા કાજે એ લુછી નાંખતી હતી.

ને જેમ વધુ આંખો ફાડતી તેમ વધારે તીવ્ર વેદના અનુભવતી. એનો ચિમળાએલો ચહેરો દર્દભર્યા ભાવો વ્યક્ત કરતો.

"ફટાકડાની પેટી પણ પુત્ર વાસ્તે એ લાવ્યા છે શું! પતિના ત્યાગ વખતે અરેરે, ઓ જુદ્રી! તને તારૂં બાળક સાંભર્યું હતું?" ડોસીનો આંતર અવાજ પોકારી ઉઠ્યો: "તેના ભાવિ વિષેનો ખ્યાલ આવ્યો હતો? તું જાણતી તો હતી જ કે ડોસો બાળક માટે ગમે તેવો ભોગ આપવા તૈયાર હતો; છતાં અભિમાનથી મત્ત બનેલી દશામાં તેને મદદ કરવા સારૂ ના પાડી! બેદરકારી અને ઉછેરના અભાવથી બાળક મરી જશે તેવો ખ્યાલ સુદ્ધાં તને આવ્યો હતો? તું તેની માતા હતી તે વાત જ ભૂલી ગઈ હતી!!" તેના કાનમાં દરેક શબ્દ ઘંટારવની માફક રણકી રહ્યો હતો. તે શબ્દો મૂસળના તીર પેઠે, જુદ્રીના સૂક્ષ્મ આત્માને ઘોચાતા હતા અને દીન-હ્યામણો જુદ્રો ખુરસીમાં પડ્યો હતો, ત્યાંથી ઉઠવાનું તેને મન જ થતું નહિ. માથાથી પગ સુધી તેનું શરીર ધ્રુજતું હતું. તેણે સામેના ખુણામાં નજર નાખી. ત્યાં શું હતું?

દંપતીના દેવ

જાણે ઉંચા સ્ટૂલ ઉપર એક બાળક બેઠું ન હોય! તે ત્યાં કેવી રીતે આવ્યું હશે? તગતગતા ચહેરાએ પિતા સન્મુખ જોયું. મૃદુ-સુંવાળા હાથો તેની તરફ લંબાયા.

"વ્હાલા બાપાજી! શું કહો છો?"

પિતાએ તેના માથા ઉપર હાથ ફેરવ્યો.

"બાપુજી, મને શા માટે બોલાવ્યો?"

"અરે! મારા વ્હાલા બેટા! ડોસાએ ઉભા થવા ઇચ્છયું; પણ કમતાકાત હતો. તેના શિથિલ પગમાંથી શક્તિ ઘટી ગઈ હતી.

"બાપુ, તમે કેટલા વૃદ્ધ થયા છો! મારી મા ક્યાં?" ડોસાએ આંચકી ખાધી. "હેં, બાપા, મા ક્યાં? સાંભળો છો કે નહિ?" કરૂણ અને ગાંભીર્યમિશ્રિત વદને બાળક બોલતો હતો: "આ બધા કટાકડા સારા છે?" "હા." પૂરવણીયુક્ત સ્વર નીકળ્યો. એક ક્ષણભર પણ બાળક જાણે પિતા તરફથી દૃષ્ટિ દૂર ખસેડતો જ ન હોય!

"બાપુ, પણ મારે તો મારી બા જોઇએ; તેના વગર મને નહિ ચાલે! કહોને, ઘણો વખત થયાં તે ક્યાં ગઈ છે?"

"તારી માએ તારો સત્યાનાશ વાળ્યો છે, દીકરા!" બુઢ્ઢો બબડયો.

"બાપા, તમે કંઇ સમજતા જ નથી. તે બિચારી કેટલી બધી દુઃખી હતી! અરેરે, મારી મા તો રાતદિવસ રોયા જ કરતી. મને સુવડાવે ત્યારે રડતી ને હું રાતના જાગી ઉઠતો ત્યારે પણ તેની આંખોમાં આંસુ જ હોય! ના, મને તે પાછી મેળવી આપો!"

મોહ વ્હાલસોયો ધીટો સખ્તાઇનું રૂપ પકડતો હતો; પણ આ તેના પુત્રનો અવાજ નહોતો. બુઢ્ઢાનો અંતરાત્મા પુકાર કરી રહ્યો હતો; બાળકનો અપરોક્ષ દૃષ્ટિપાત ડોસાને અદૃશ્ય ભાવમાં તરબોળ કરી નાખતો.

"બાપુ, મારી માને શા માટે કાઢી મૂકી? હું શોધી કાઢવા જઇશ!" બાળકની વાણીમાં કરુણતા હતી અને એ વધારે મધુરતાથી નીતરી રહી હતી.

" બાપુ, મને બહુ ખોટું લાગે છે, એના ઉપર આમ રોષ ના રાખો "

" એ ક્યાં ગઈ છે, એની મને ખબર નથી ! " ડોસો તૂટેલા શબ્દો ઉચ્ચારતો હતો.

બાળકની આંખોમાં અદ્ભુત પ્રકાશ ભાસતો. ડોસાની દૃષ્ટિ બારી ઉપર હજી સ્થિર ચોંટી રહી હતી. ડોસો ખુરસી ઉપરથી ઉઠ્યો ને અંધારામાં તે તરફ ગયો. ડોસી એ વિષે અજ્ઞાત હતી. એ તો એકચિત્તથી ફટાકડાની પેટી, બાળકનાં રમકડાં અને છોકરાના પાથરણા તરફ જાણે જોઇ રહી ન હોય એમ ડોસાને લાગતું. તે તેની નજદિક ગયો. એનો હાથ ઝાલ્યો, અને પાછળ ખેંચતાં પોકારી ઉઠ્યો. "ચાલ !"

ડોસી પાછળ હઠયા કરે ને ડોસો ખેંચ્યા જ જાય ! "ચાલ ! ચાલ ! આપણું બાળક બોલાવે છે ! "

આ શબ્દોની અદ્ભુત અસર થઇ ! ડોસી જાણે આગળ વધવા લાગી ! તેઓ વધુ આગળ પહોંચ્યાં. ઉભયના હૃદયમાં ધબકારા થતા હતા. ડોસાએ પ્રથમ સળગાવેલા ફટાકડા ફૂટી રહ્યા હતા. બાળક અદૃશ્યમાન થયું હતું. ઓરડો વગડા જેવો ખાલી હતો. ઉંચા સ્ટૂલ પર કંઇ જ જણાતું નહિ. માતાને મળવાની બાળકની ઉત્કંઠા નાશ પામી હતી. ગરીબ બિચારાં ! પુનઃ તે મળી શક્યાં જ નહિ ! બાળકની મૂર્તિ હવામાંથી તરતી જોવાય એટલામાં કોઇએ બારણાં ઉઘાડ્યાં; ત્યાં નહોતી ડોસી કે નહોતું કોઇજ. ભૂતકાળનું એ ભવ્ય, મધુર, કરુણ, સાચું છતાં હવે જુઠું, અજરમાન સ્વપ્ન હતું. ડોસો અચેતન દેહે પડ્યો હતો. *

* [ મશહૂર રશિયન નવલકાર 'વેસિલી ડન્ડીકો 'ની વાતો પરથી ]



## ૧

અમદાવાદની સાંકડી ગલીમાં નાનકડું મકાન હતું. તેને ભોંયતળિયે એક કુટુંબ રહેતું ને ઉપલે માળે ઘરધણી રહેતો. ભાડુઆતનાં કુટુંબીઓની તમામ હિલચાલ ઘરધણીના નિવાસસ્થાનમાંથી નિહાળી શકાતી: છતાં ય બન્ને કુટુંબો એકબીજાના બહુ નિકટ પરિચયમાં આવ્યાં નહોતાં: મળતાં તોય ભાગ્યે જ બીજી ભાંજગડમાં પડતાં.

નીચે ઓરડો, પરસાળ ને નાનકડું રસોડું હતું: ચોક હોય તે તો તમામ અમદાવાદી મકાનોની વિશિષ્ટતા જ લેખી શકાય. એક યુવાન પ્રમદા રસોડામાં બેઠી બેઠી મગની દાળ બનાવી રહી હતી, બાજુમાં જ શાકની થાળી પડી હતી–થોડે દૂર તપેલીમાં ચોખા હતા.

ઓરડાની અંદરની બાજુથી એક કરુણસ્વર આવ્યો: "બા! હજી કેટલી વાર છે! મને ભૂખ લાગી છે."

"આ દાળ થાય એટલે કાંજી બનાવી આપું છું". યુવતીએ શાન્ત્વન દેતાં કહ્યું, "બહુ વાર નહિ થાય, હોં!" પછી તે મનમાં બબડી, "એક ચમચો દૂધ પણ ઘરમાં નથી: પાણીની કાંજીથી છોકરું કેટલું પોષાય? મારા જેવી અભાગિયણ શું કરે?"

એવામાં દસબાર વર્ષની એક બાલિકા અંદરથી દોડતી આવી, "બા! બા! કનુને ભૂખ લાગી છે. એ તો રડવા મંડી પડ્યો છે. મારાથી પણ નથી રહેવાતું. બા! કશું આપ ને!"

"પેલા ડબામાં જો." ખિન્ન વદને માતા બોલી, "મમરા પડયા હશે. રોટલી છે, પણ તારા બાપા માટે રાખી મૂકી છે. આ દાળ થાય તો એનું પાણી કનુ માટે લઇ જઇશ."

પેલી છોકરીએ ડબો ઉઘાડયો. છેક તળિયે થોડાક મમરા પડયા હતા. રકાબીમાં પરાણે ઠાલવી, તે એક ખૂણામાં ચાવવા બેઠી. "ચણા નથી? બા!" તેણે આતુરતાથી પૂછ્યું.

"ના, બેન!" તેની બાએ ઉત્તર દીધો, 'પાપડ આપત, પણ પછી તારા બાપા શામાં ખાય? આ મરચું આથેલું છે: જોઇએ તો આપું; મોળા મમરા સાથે તીખું મરચું ઠીક પડશે."

એ માતા, એ બાલિકા અને માંદું બાલક પણ સમજતું હતું કે એમના બાપુ માટે બધી તજવીજ રાખવી જ જોઇએ. તેમના ઉપર તો આખા કુટુંબનો આધાર હતો, તેથી બાપુનું નામ આવે એટલે ઘરમાં સૌ પોતાનું દુઃખ વિસરી જતાં, અને પોતાને જે કાંઇ મળે તે ખાઇ ભૂખ મટાડતાં. શશિએ દાળની તપેલી ઉતારી, ને વાડકીમાં કાંજી બનાવી: "કુંતી! લીંબુ છે? જો જોય." તેણે પુત્રીને પૂછ્યું.

"ક્યાંથી હોય?" કુંતીએ સામો પ્રશ્ન કર્યો, "કાલે તો છેલ્લી ચીરી બાપુજીના ભાણામાં મૂકી હતી."

માતા નિઃશ્વાસ મૂકીને ઉઠી, "તું ખાઇ રહે એટલે ચોખા ઓરજે" તેણે કુંતીને સૂચના કરી, "હું કનુને કાંજી પાઇ આવું. તારા બાપુને ય આવવાની વેળા થઇ છે."

કાંજી લઇ શશિ ઓરડામાં પેઠી કે કનુએ રાડ નાખી, "કેમ આવી? મારે તો કશું ય નથી જોઇતું."

શશિએ કનુને પટાવવા માંડયો, "મારો ભાઇ નહિ! આજે તો કાંજી સરસ બનાવી છે. થોડી વારમાં તારા બાપુજી આવશે. હું રસોઇ કરી નાખું ને?"

કનુ પથારીમાં બેઠો થયો, "બાપુજી આજે બીસ્કીટ નહીં લાવે તો હું ગામ ગાંડું કરીશ! રોજ એ ખોટા ખોટા વાયદા કરે છે. આજે હું એમની વાત માનવાનો જ નથી ને."

"પેલા ડબ્બામાં જો." ખિન્ન વદને માતા બોલી, "મમરા પડ્યા હશે. રોટલી છે, પણ તારા બાપા માટે રાખી મૂકી છે. આ દાળ થાય તો એનું પાણી કનુ માટે લઈ જજેશ."

પેલી છોકરીએ ડબો ઉઘાડ્યો. છેક તળિયે થોડાક મમરા પડ્યા હતા. રકાબીમાં પરાણે ઠાલવી, તે એક ખૂણામાં ચાવવા બેઠી. "ચણા નથી? બા!" તેણે આતુરતાથી પૂછ્યું.

"ના, બેન!" તેની બાએ ઉત્તર દીધો, "પાપડ આપત, પણ પછી તારા બાપા શામાં ખાય? આ મરચું આથેલું છે: જોઈએ તો આપું; મોળા મમરા સાથે તીખું મરચું ઠીક પડશે."

એ માતા, એ બાલિકા અને માંદું બાલક પણ સમજતું હતું કે એમના બાપુ માટે બધી તજવીજ રાખવી જ જોઈએ. તેમના ઉપર તો આખા કુટુંબનો આધાર હતો, તેથી બાપુનું નામ આવે એટલે ઘરમાં સૌ પોતાનું દુઃખ વિસરી જતાં, અને પોતાને જે કાંઈ મળે તે ખાઈ ભૂખ મટાડતાં. શશિએ દાળની તપેલી ઉતારી, ને વાડકીમાં કાંજી બનાવી: "કુંતી! લીંબુ છે? જો જોય." તેણે પુત્રીને પૂછ્યું.

"ક્યાંથી હોય?" કુંતીએ સામો પ્રશ્ન કર્યો, "કાલે તો છેલ્લી ચીરી બાપુજીના ભાણામાં મૂકી હતી."

માતા નિઃશ્વાસ મૂકીને ઉઠી, "તું ખાઈ રહે એટલે ચોખા ઓરજે" તેણે કુંતીને સૂચના કરી, "હું કનુને કાંજી પાઈ આવું. તારા બાપુને ય આવવાની વેળા થઈ છે."

કાંજી લઈ શશિ ઓરડામાં પેઠી કે કનુએ રાડ નાખી, "કેમ આવી? મારે તો કશું ય નથી જોઈતું."

શશિએ કનુને પટાવવા માંડ્યો, "મારો ભાઈ નહિ! આજે તો કાંજી સરસ બનાવી છે. થોડી વારમાં તારા બાપુજી આવશે. હું રસોઈ કરી નાખું ને?"

કનુ પથારીમાં બેઠો થયો, "બાપુજી આજે બીસ્કીટ નહીં લાવે તો હું ગામ ગાંડું કરીશ! રોજ એ ખોટા ખોટા વાયદા કરે છે. આજે હું એમની વાત માનવાનો જ નથી ને."

શશિને ઉત્તર દેવાનો હતો જ નહિ. તે ખુણામાંથી સાવરણી લઈ કચરો કાઢવા બેઠી. બન્ને ખંડ ખુબ જ નાના હતા. જ્યાં જુઓ ત્યાં એ કુટુંબની ગરીબાઈના જ દર્શન થતા.

ઉપર જવાનો માર્ગ ખડકીની અંદરથી જ હતો. એક યુવાન ઉપર ચઢતો હતો. તેના મજુરને માથે પેટી હતી. તેને જોઈને કુંતી બોલી, "જો તો, બા! પેલો મીઠાઈવાળો આવ્યો. એ આવું કામ કેમ કરતો હશે? લાગે છે તો કોઈ સારા ઘરનો! નોકરી કરતો હોય તો!"

"શું ખોટું કરે છે?" તેની માતાએ ખુલાસો કરવા માંડ્યો, "એમ નોકરી કાંઈ રસ્તામાં પડી નથી. ભીખ માગવા કરતાં પ્રામાણિક ધંધો કરવો એ સારો."

પેલો યુવાન અંદર બારણે જ થંભી ગયો. કદાચ એણે માદીકરીની વાત સાંભળી હોય! "કાંઈ લેશો, બેન!" તેણે પૂછ્યું, "મીઠાઈ તાજી છે."

કુંતીએ પોતાની બાળવયમાં તેની બાને મીઠાઈ લેતાં કદી જોઈ નહોતી. એટલે તેણે જોરથી માથું ધુણાવ્યું "અમારે મીઠાઈની જરૂર જ નથી ને." પેલો યુવાન ઉપર ચઢ્યો. શશિ રાંધવા બેઠી. કુંતી ભાઈ પાસે અંદર ગઈ.

આ પળે જ કુંતીના પિતા—અનિલ ઘેર આવ્યા. "એક પ્યાલામાં પાણી આપ તો" ઓરડામાં જ ઊભા રહી તેમણે આજ્ઞા કરી, "આ બાબાને તરસ લાગી છે."

શશિ પાણી લઈ નજીક આવી, "કોણ છે?" તેણે ધીમેથી પૂછ્યું.

"બીજુ કોણ હોય?" અનિલે ઉત્તર દીધો, "આપણે ઘેર બીજુ કોણ આવવા નવરું છે? કોને ખાવાનું છે?"

"કંઈ એ જ ખટકી છે" શશિએ ઉત્તર દીધો.

"એટલી તો એટલી" અનિલે મન મનાવ્યું: "આને પતરી હું જરા જમી લઉં." પાણીનો પ્યાલો લઈ તે બહાર ગયો.

શશિ પોતાને કામે વળગી. અંદરના ખંડમાંથી કનુનો કકળાટ સંભળાતો હતો: કુંતી એને શાંત કરવા બનતું કરી રહી હતી. માતાનું વહાલસોયું હૈયું ભરાઈ આવતું.

"આવાં માંદલાં છોકરાં તો મેં ક્યાંય ન જોયાં. "અનિલે માંદગી પર રોષ ઠાલવ્યો, "અગાઉ આપણા ઘરમાં કોઇ માંદુ પડતું નહિ."

આ શબ્દો સાંભળીને શશિનો મિજાજ ગયો: "બહુ થયું હવે." એ બબડી, "બધું ય મારે લીધે થયું! મારા જેવી ગુલામડી બીજી ન મળત."

અનિલે જમતાં જમતાં હાથ ધોઇ નાખ્યા. "જરા જરામાં લઢવા તૈયાર." પાણીનો પ્યાલો ખલાસ કરતાં તેણે ટીકા કરી.

શશિ ન બોલી. અનિલ ઊઠયો.

પણ આજે એને લઢી નાખવાનું મન થયું હતું. શશિને અંદર જતાં જોઇ એણે રાડ નાખી, "ઘર વાળવાનું ય સુઝે છે? આ ગંદ-વાડમાં કોઇને બોલાવતાં ય મને શરમ આવે છે". શશિ શાંતિથી સાંભળીને સહન કરતી હતી.

અનિલે બીજી વાત પૂછી, "તારા કાકાને પત્ર લખ્યો?"

"ના". શશિએ ટુંકો જ જવાબ દીધો.

"કેમ નહિ?" અનિલ ચીઢાયો, "પતિનું કહ્યું માનતાં જોર આવતું હશે."

હોઠે આવેલાં વેણ શશિએ પાછાં વાળ્યાં, ઘડીભર મૌન રહી તે બોલી, "ઘરમાં કાર્ડ કે ટીકીટનું ક્યાં ઠેકાણું છે? હું શી રીતે લખું? મને હવે જવા દો. ચોખા ચઢી જશે."

વળી એક દિવસ અનિલે જમતાં જમતાં વાત છેડી, "જો. એક વાત કરવાની રોજ રહી જાય છે. તને કહેવું પણ શું? જરા વાત કરતાં તો તું બચકાં જ ભરે છે. પણ આ વેળા તો ભારે આફત છે. કદાચ નોકરીમાંથી ઘેર પણ બેસવું પડે."

માત્ર તારો મિજાજ એને પાલવતો નથી. ભાઇ પાસે માગવામાં બહેનને વળી શરમ શી ? ”

“ એટલી વારમાં ભાભીનાં મહેણાં ભૂલી ગયા ? ” શશિએ સંભારી આપ્યું.

“ગરીબને બધાં ય મહેણાં મારે.” એના પતિએ બેપરવાઇથી કહ્યું, “એવાં મહેણાં સંભાર્યે શો લાભ ? એમ કહે ને–મારા દુ:ખમાં તારે હાથ પગ જોડી બેસી રહેવું છે ! પણ પછી રસ્તામાં ભીખ માગતી થઇ જાય તો મને દોષ ન દઇશ.” અર્ધું જમીને જ તે ઊઠી ગયો– રોષમાં ને રોષમાં બહાર નીકળી ગયો.

૨

અનિલને એમ લાગતું કે શશિથી નાણાંની તેવડતું તેના ભાઇ પાસેથી બને એમ છે, છતાં ય તે કાંઇ કરવા માગતી નથી. પણ કડવા અનુભવો પછી શ્રીમંત સગાં પાસે હોઠ ઉઘાડવા કરતાં શશિને મરવું બહેતર લાગતું :

દાદર પર પગલાં પડયાં ને શશિ ચમકી. પેલો યુવાન આજે પણ ઉપર ચઢી રહ્યો હતો. આજે તેની સાથે મજુર નહોતો. તે શશિનું દિલ પારખી ગયો હોય એમ જણાયું; કારણ કે તે જ પળે તેણે પણ શશિના સામું જોયું. તેના વદનમંડળમાં વિષાદ ભર્યો હતો. પેલો યુવાન આશ્ચર્યથી મૂઢ બની ઘડીભર થંભી ગયો. શશિ અને કુંતીને તેણે ઘણી યે વખત જોયાં હતાં. પાડોશી પાસેથી તેમને વિષે વાતો પણ સાંભળી હતી. ગરીબાઇના ડંખ એ સમજતો. એટલે આ કુટુંબની એને દયા આવતી.

એક અજાણ્યા પુરૂષને આમ આવતો જોઇ શશિને ઠીક ન લાગ્યું, “અમારે મીઠાઇ નથી જોઇતી”, તે બોલી: “બીજું કાંઇ કામ છે ?”

યુવાને જરા સંકોચાઇ સ્મિત કર્યું, “ હું મીઠાઇ માટે નહોતો રોકાયો.” તેણે ખુલાસો કર્યો, “તમે એટલાં બધાં મુંઝાયલાં લાગ્યાં કે ખબર પૂછવા મને મન થઇ આવ્યું.”

"હું શી રીતે કમાઉં ?" શશિએ પ્રશ્ન કર્યો, "અમે રહ્યાં ઉંચી કોમનાં : છતાંય કેળવણી તો પામ્યાં નહિ. શિક્ષિકા થવા જેટલું જ્ઞાન નહિ. જરાતરા ગુજરાતી આવડે એ જ; તમે જ કહો, કમાવું શી રીતે ?

"કામ કરવું છે એને માટે ઘણાય રસ્તા છે" યુવાને આશા-કિરણ ફેંક્યું, "આજે તો મને વખત નથી, પણ તમારી રજા હોય તો હું કાલે આવું. મને લાગે છે કે હું તમને જરૂર મદદ કરી શકીશ." નમસ્કાર કરી તે યુવાન વિદાય થયો.

શશિનું દિલ જરા શાન્ત થએલું જણાયું. કાંઇ નહિ તો દિલ ઠાલવવાના સ્થાનરૂપ તે યુવાન તેને લાગ્યો.

"પેલા મારવાડીનું નક્કી કરી નાખ્યું" અનિલે ઘેર આવતાની સાથે જ ખુશખબર કહી, "એણે હપ્તાથી નાણાં લેવા હા પાડી છે. પણ હપ્તા ભરવાનું ય મુશ્કેલ તો ખરૂં ને ? હમણાં તો કુંતીનો અછોડો વેચીને નભાવીશું."

શશિ ઉઠી. અંદરના હાટિયામાંથી કુંતીનો અછોડો લઈ આવી. "લ્યો, જુઓ. થોડામાં વેડરી ન મારો" અનિલ અછોડો લઈ રવાના થયો અને મોડી રાત્રે પાછો ફર્યો. અંદર આવી તેણે સાઠ રૂપિયા શશિના હાથમાં મૂક્યા. "સાઠ જ રૂપિયા ઉપજ્યા !" તેણે કહ્યું, "સોનું જરા હલકું હતું. કાલે પચાસ રૂપિયા ભરી આવીશ. બાકીના દસ રાખી મૂકજે."

બીજે દિવસે અનિલ નોકરીએ ગયો ત્યારે પચાસ રૂપિયા લેતો ગયો. શશિ બપોરે જમીને ચોકમાં બેઠી હતી. અનિલનું ફાટેલું ધોતિયું તેણે સીવવા કાઢયું હતું. પેલો યુવાન આવશે એવી તેને આશા પણ નહોતી : ને એ આવે તોય એમને શું મદદ કરી શકવાનો હતો ?

પરંતુ નક્કી કરેલે વખતે યુવાન આવ્યો. સાથે એનો મજુર પેટી લઇને આવ્યો હતો. થોડીક મીઠાઇ સાથે તેણે મજુરને ઉપર મોકલ્યો, ને શશિએ આપેલી સાદડી ઉપર તે બેઠો.

"મારું નામ કાન્તિ." તેણે શરૂઆત કરી, "હું કાયસ્થ છું ને વિદ્યાપીઠનો સ્નાતક છું. છતાંય મીઠાઈવાળાનો ધંધો કરી રહ્યો છું. મને એમાં જરાય નાનમ લાગતી નથી. જો કે કેટલાય મિત્રો મારાથી લાજી મરે છે! પણ સ્નાતક થયા બાદ હું કારકુન થયો હોત તો મને પચીસ ત્રીસ રૂપિયા મળત અને કદાચ મિત્રો પાસે ભીખ માગવાનો વારો આવત. વળી એક નમાલા કારકુનની નોકરી કરવામાં પણ એ ગરજ ન થાત. એટલે મારે મન તો કારકુન થયો કે મીઠાઈવાળો થયો, એ બધું સરખું જ છે. મજૂરી કરી કમાવું એમાં કાંઈ નાનમ છે?"

"જરાય નહિ" શશિને એની વાતમાં રસ પડ્યો. "કામ વગર ભૂખે મરી જતાં કે ભીખ માગતાં માણસે શરમાવું જોઈએ; મજૂરી કરવી એમાં શરમ શી!"

"બરાબર છે" કાન્તિ બોલ્યો, "તેથી જ આજે હું તમારે માટે પણ થોડુંક કામ લાવ્યો છું. જુઓ! જુદી જુદી વાનીઓ બનાવતાં તો તમને આવડતી હશે જ. હું સામાન લાવ્યો છું. તમે મીઠાઈ બનાવજો. હું કાલે લઈ જઈશ. આખા દિવસમાં એ વેચતાં જે મળશે તે સાંજે આપી જઈશ."

શશિ જરા ગૂંચવાઈ. બોલી: "હમણાનું તો મેં કશું ય કર્યું નથી. તમારો મનાવો મારે એની મને બીક લાગે છે."

"ફીકર નહિ" કાન્તિએ ઉત્સાહ રેડ્યો, "આજે બગડશે તો કાલે સુધરશે. તેની તમારે ફીકર ન કરવી. હું જરા સસ્તી વેચીશ, વળી હું કાંઈ બહુ ચીજો લાવ્યો નથી. રોજ રોજ મહાવરો થશે, એમ વાનીઓ સુધરતી જશે."

એવામાં એનો નોકર નીચે આવ્યો. કાન્તિએ ટ્રંક ઉઘાડી જોઈ તો તમામ મસાલો શશિને કાઢી આપ્યો. "તમને એટલી ફુરસદ તો છે ને?" તેણે પ્રશ્ન કર્યો.

"ફુરસદ તો હું ગમે તેમ કરીને મેળવીશ." શશિએ ઉત્તર દીધો, "બપોરે મને ઘણી નવરાશ મળે છે."

કાન્તિ ગયો, કામ કરવાનું અને એ દ્વારા કમાવાનું, તેથી શશિને જરા ઠીક લાગ્યું. દિવસના આઠ આના–રૂપિયો કમાય તો કુટુંબને કેટલી બધી રાહત મળે! કુટુંબનો વિચાર આવતાં એ લાગલી કામે વળગી. કામમાં મદદગાર થવા પાડોશીને ત્યાંથી તેણે કુંતીને બોલાવી લીધી. મીઠાઇની તૈયારીઓ જોઇ તે તો ક્ષણભર આભી જ બની ગઇ. "આ બધું ક્યાંથી આણ્યું?" તેણે આતુરતાથી પૂછ્યું.

"એક જણે આ બધું તૈયાર કરી આપવા કહ્યું છે" તેની માતાએ જણાવ્યું, "તારા બાપુને કહીશ ના, હો!" "સારું છે કે કનુ આજ ઘેર નથી" તે બબડી "નહિ તો મીઠાઇ માટે આકાશ–પાતાળ એક કરી મૂકત."

"આપણે થોડુંક ખાઇએ તો કોઇ લઢે?" કુંતીને મન થયું.

"એવું ન બોલીએ" માતાએ ઠપકો દીધો, "એ કાંઇ આપણી ચીજ છે?"

બીજી સવારે કાંતિ આવ્યો ને મીઠાઇ લઇ ગયો. "શરૂઆત ખોટી નથી હાં!" તે બોલ્યો, "હું તમને પાકશાસ્ત્રની ચોપડી લાવી આપીશ, તેમાં તરેહવાર વાનીઓ વિષેની રીતો આપેલી છે."

અનિલ જમવા આવ્યો ત્યારે શશિને સ્મિત કરતી જોઈ અજબ થયો "કેમ આજે શું થયું છે?" તે બોલ્યો, "તારું સ્મિત સદાને માટે ઉડી ગયું હશે એમ જ હું તો માનતો હતો!"

"મને દીવાળીનો વિચાર આવ્યો તેથી!" શશિને બીજો જવાબ જડ્યો નહિ.

"તેમાં આપણે શું?" કડવા હાસ્યે તેના પતિએ જવાબ દીધો, "ગરીબો માટે દિવાળી ને હોળી બન્ને સરખાં છે."

શશિ પતિના મનની વાત કળી ગઈ હતી. અનિલ તેનાં શ્રીમંત સગાંઓનાં જ વિચાર કરી રહ્યો હતો: તેમને કેવી રીતે સાધી લેવા એ જ તેની ધૂન હતી. ત્યારે શશિને હૈયે જુદો જ સુર ગુંજી રહ્યો હતો. જીવનમાં પહેલી જ વાર તેણે ક્રૂર વિધાતાને તાબે થવા ના પાડી હતી: એના પ્રહારો ઝીલવા તે પ્રયત્ન કરી રહી હતી.

દીવા કર્યા કે કાંતિ આવ્યો. તેણે શશિના હાથમાં એક રૂપિયો મૂક્યો. "આજે આટલું જ મળી શક્યું," તેણે કહ્યું, "પણ તેથી તમારે નિરાશ થવાની જરૂર નથી દીવાળી પાસે આવે છે એટલે મીઠાઈની માગણી વધતી જ જવાની. લ્યો. આ થોડી મીઠાઈ વધી છે તે છોકરાંને આપો; બિચારાં રાજી થશે."

શશિ આનંદના ઉમળકે એક શબ્દ પણ બોલી શકી નહિ. રોજના બે રૂપિયા કમાઈ શકે તો દેવાનો ડુંગર ક્યાંય ઓગળી જાય. કાંતિનો આભાર કેવી રીતે માનવો એજ તેને સમજ ન પડી. કાંતિ એની લાગણી કળી શક્યો. "આમાં મેં કાંઈ જ કર્યું નથી, હું તો માત્ર આપેલું વચન પાળું છું. મારા તારણહારને મેં કહેલું કે મારે નજરે ચડતા દરેક દુઃખી આત્માને હું દિશાસૂચન કરીશ જ. બાકી મને મારૂં મહેનતાણું મળી ગયેલું જ છે એટલે આપણી તો વ્યાવહારિક વાત થઈ. તમે પણ બીજાં નિરાધાર માણસોને મદદ કરવાનું યાદ રાખજો."

કનુ ને કુંતી તો અણધારી મીઠાઈ મળવાથી ઘેલાં ઘેલાં બની ગયાં આ વાતની અનિલને ખબર આપવાની કોઈને ય પડી નહોતી.

વળી કેટલાક દિવસો પસાર થયા. રોજ શશિ કાંઈનું કાંઈ કમાતી, અને કમાણીની પાઈએપાઈ પેટીમાં સાચવી રાખતી.

૪

દશેરાનો દિવસ આવ્યો. પડોશીનાં છોકરાંનું દેખીને કુંતી ને કનુ પણ નવાં કપડાં માટે ધાંધલ મચાવી રહ્યાં. "પેલો અછોડો વેચ્યો તેમાંથી દસ રૂપિયા બચ્યા છે..." છોકરાંની બાળહઠ જોઈને શશિએ પોતાના પતિ પાસે વાત છેડી, "એમાંથી છોકરાં માટે નવાં કપડાં શીવડાવો તો?"

"કપડાં!" અનિલ આશ્ચર્યચકિત બની ગયો જણાયો, "એ પૈસા કાંઈ કપડાં માટે નથી રાખ્યા."

ક્ષણભર શશિને એમ થઈ આવ્યું કે પોતાની સ્વતંત્ર-જાળવી રાખેલી કમાણીમાંથી બાળકો માટે કપડાં શીવડાવવાં. પણ મહા મહે-

નતે તેણે મન માર્યું. આ વર્ષે તેણે ખૂબ જ સાવધ રહેવાનું હતું. આવતે વર્ષે કદાચ ઉજળા ભવિષ્યનાં કિરણ ફૂટે."

કાંતિ હવે તો રોજ આવતો-જતો. "મીઠાઇ બનાવવા ઉપરાંત તમે બીજું કામ પણ ન કરી શકો ?" એક દિવસ તેણે વાત છેડી, "તમને શીવણકામ આવડે છે ?"

"ખાસ નહિ" શશિએ સંકોચ પામતાં ઉત્તર દીધો, "બજારમાં વેચી શકાય એવું સારૂં સીવતાં ક્યાંથી આવડે ?"

"બજારમાં તો બધું જ વેચી શકાય". જરા હસીને કાંતિ બોલ્યો "માત્ર ક્યાં વેચવું તે જાણવું જોઇએ. અમદાવાદમાં ગરીબોની ખોટ નથી. એમને પણ કપડાં તો પહેરવા જોઇએ છે જ. એ કાંઇ મોટા દરજીઓ પાસે કપડાં શીવડાવી શકતા નથી. વળી સોંઘી વસ્તુઓ મોંઘી ચીજો કરતાં વહેલી વેચાય ! મીલ વિસ્તારમાં આંટો મારીએ કે ગુજરીમાં જઇએ તો ફરાક, રૂમાલ, બાંડિયાં, પહેરણ એવી અનેક ચીજો વેચતા ફેરીઆઓ નજરે પડશે. એમનો ધંધો જરા ય મંદ નથી હોતો. વધુ નહિ તો રૂમાલ તો ઓટી જ શકો ને ? વળી સંચાની સિલાઇ કરતાં હાથની સિલાઇનાં મુલ્ય વધારે જ મળે."

"એવું એવું તો હું જરૂર કરી શકું". શશિ ઉત્સાહિત થતાં બોલી, "પણ જોઇતી સામગ્રી મને કોણ લાવી આપશે ? મારા પતિને તો મેં હજી કશી વાત જ કરી નથી."

"હું તમને બધી જ સામગ્રી લાવી આપત," કાંતિ બોલ્યો, "પણ હમણાં કમનસિબે નાણાંની બરાબર છૂટ નથી. દીવાળીની તૈયારી માટે મેં બધી જ મૂડી રોકી દીધી છે. થોડા દિવસમાં પૈસા તો આવી મળશે, પણ દીવાળીનો તાકડો નહિ સચવાય."

મારવાડીનું ઋણ ચૂકવાય નહિ ત્યાં સુધી પોતાની કમાણીને બીલકુલ જ અડકવું નહિ એવો શશિએ નિશ્ચય કર્યો હતો એટલે ઘડીભર તે વિચારમાં પડી ગઇ. પછી અંદર જઇ તે કુંતીના અછોડા-માંથી બચેલી દસ રૂપિયાની નોટ લઇ આવી. "લ્યો, આટલું ચાલશે ને ?" તે બોલી, "રંગીન કે છાપેલું લુગડું ઠીક પડશે. હું ફરાક-બંડીઓ તૈયાર કરી આપીશ."

તેમ જણાતું નહિ. ઘણે દિવસે ભાભીને મળવાના વિચારોમાં ગૂંથાઇ. એવામાં સામેથી કામ કરનારી બાઇ આવતી જણાઈ. "ઓ હો ! શશિબ્હેન !–પણુ ભાઈ ઘેર નથી!"

આવા સ્વાગતથી શશિ તો ડઘાઇ જ ગઇ. જરા અચકી તેણે પૂછયું, "પણુ ભાભી તો છે ને ?"

"એ તો સૂઈ ગયાં છે" બાઇએ મિજાજમાં જ જવાબ વાળ્યો.

પૃથ્વી માર્ગ દે તો અંદર સમાઇ જવાનું શશિને મન થયું. કુંતી માથું ધુણાવી બોલી ઉઠી, "બા ! ઘેર ચાલ ને ! હજી ગાડી ઉભી હશે."

તેઓ નીચે ઉતરવા લાગ્યાં એટલે દાસી પૂંઠે બબડી, "ઠીક, તમે આવ્યાં હતાં એમ હું ભાઇને કહીશ."

શશિના મસ્તકમાં આગ ભભૂકી રહી. શાંત પડતાં એને કેટલો ય વખત લાગ્યો.

"કેમ ! તારા ભાઇને ત્યાં ગઇ હતી ?" રાત્રે અનિલે પૂછયું.

"હા" શશિએ ટુંકામાં જ પતાવ્યું.

દીવાળી ગઇ અને ભાઈબીજ ઉગી. છેક સવારથી શશિ રસોડામાં પેઠી હતી. અનિલે એકવાર ડોકિયું કરી મિઠ્ઠી ટકોર કરી હતી, "આજે તો ભાઇ માટે ઠીક તસ્દી લેવા માંડી છે ! દસે રૂપિયા વેડરી માર્યા કે ? હવે હું ભેટમાં શું આપીશ ?"

"ના, તમારા દસ રૂપિયા સલામત છે" તની પત્નીએ ઉત્તર દીધો, "આ ખર્ચ હું ભોગવીશ."

"વાહ ! કઇ પાડોશણે ધીર્યાં ? તારી યે શાખ છે ખરી ! ઠીક, ત્યારે મને દસ રૂપિયા આપ જોઉં, બહાર જાઉં છું તો કાંઇ લેતો આવું."

શશિએ અનિલના હાથમાં દસ રૂપિયા મૂકયા. અનિલ ગયો ને અર્ધા કલાકમાં ભેટનું બંડલ લઈ પાછો ફર્યો. "બહુ સુંદર ભેટ ન જડી. દસ રૂપિયામાં જે મળ્યું તે આણ્યું છે. આજે જરા શેઠને ત્યાં જવાનું છે. પણ તારા ભાઇના આવતા પહેલાં તો હું જરૂર પાછો ફરીશ."

જેમ બને તેમ જલ્દી અનિલ ઘેર પાછો ફર્યો. "ભાઈ આવ્યા ?" બારણામાંથી જ તેમણે પ્રશ્ન કર્યો.

શશિ હજી પણ રસોડામાં જ હતી. "હા, આવ્યા છે. અંદર બેઠા છે." તેણે ઉત્તર દીધો.

મહેમાનને બહુ માનથી મળવા અનિલ અંદર દોડયો, પરંતુ અંદર બેઠેલી વ્યક્તિ સામે નજર પડતાં જ તે ફરી ગયો !

અનિલને જોતાં જ કાંતિએ ઉભા થઇ નમસ્કાર કર્યા " મને આમંત્રણ દીધું છે એ વાત શશિબહેને તમને કહી નથી ?" અનિલને દિગ્મૂઢ બની ગયલો જોઇ કાંતિએ પ્રશ્ન કર્યો.

વદન પર સ્મિત આણી અનિલ બબડયો, "એ કહેવાનું ભૂલી ગઇ હશે, પણ બેસો ને." તે ફરી રસોડામાં દોડયો.

"પેલા મીઠાઇ વેચનારને કેમ બોલાવ્યો છે ? " દબાયલા રોષથી તેણે શશિને પ્રશ્ન કર્યો, " તારા ભાઇ કયાં ?"

"તેમને ઘેર જ હશે તો ! શશિએ ઉત્તર દીધો, "મેં તો મારા સાચા ભાઇને આમંત્રણ આપ્યું છે. ભીખ માગતાં શીખવે તે ભાઇ નહિ; શ્રીમંત ભાઇ રહ્યો એને ઘેર."

" શી ગાંડી વાતો કરે છે ?" અનિલ ગાજી ઉઠયો.

" હું જરા ય ખોટું કહેતી નથી. હમણાં જ તમને બધી ખબર પડશે " શશિએ પતિનું સાંત્વન કર્યું. " જાઓ, અંદર જઈ જરા રીતસર વાતચીત કરો. હું થાળીઓ પિરસું છું."

કર્તવ્યવિમૂઢ બની અનિલને અંદર જવા ફરજ પડી.



# બાળકનો પ્રેમ

૪

લેખક :

શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

ઉપતંત્રી, "ગુણસુન્દરી"

બાબત પિતાનના હાથમાં હતી, તે કાનૂનનું પૂતળું હતો. કાનૂનની કલમો તેને મોઢે રમતી હતી. ફરિયાદ ઘડવામાં તે પૂરો પાવરધો હતો.

વચલો પુત્ર શાન ચૌધરી દષ્ટિવિભાગનો અધિકારી હતો. બુદ્ધિનો જરા મન્દ, પરંતુ પરિશ્રમી ઘણો. જ્યાં ઘાસ ન ઉગે, ત્યાં તે કેસર ઉગાડતો !

ત્રીજા પુત્રનું નામ ગુમાન હતું. તે ઘણો રસિક, પણ તે સાથે ઉદ્ધત હતો. મોહરમ દરમ્યાન કાનના પડદા ફાટી જાય તેટલા જોરથી તે ઢોલ વગાડતો. માછલી પકડવામાં પણ કાબેલ ! એ રંગીલો જુવાન હતો, પરંતુ ઘરવાળાને તેના રંગઢંગ બિલકુલ ગમતા નહિ. ગુમાનનાં દુર્વ્યસનો પ્રત્યે ઘરનાં સૌ કોઈને અણગમો હતો. પિતા અને ભાઈઓ તો તેને માથે પડેલ માનીને નિભાવ્યે રાખતા. પણ ભાભીઓ તેને કડવી દવાઓ પાયા કરતી. ગુમાનને ભાભીઓનાં કડવાં વેણ ન સાંભળવાં પડે એવો દિન કોઈ વિરલજ આવતો. પણ તેની અસર ? "રામ, ત્હારૂં નામ !" બુઢ્ઢા ચૌધરીજી મિજાજ ગુમાવ્યા કરે, ભાઈઓ કરડી નજરે જોયા કરે : પરંતુ ગુમાન જાણે કાંઈ બન્યું જ ન હોય એવી બેપરવાહીથી વર્તતો. તેને સન્માર્ગે ચઢાવવા માટે પિતા તેને સમજાવતા : "બેટા, હવે એવા માર્ગે ચાલ કે તું ચાર પૈસા રળતો થાય, અને તારો ગૃહસ્થાશ્રમ પણ નભે. ભાઈઓને ભરોસે ક્યાં સુધી રહેશે ? હું તો હવે પાકું પાન છું; આજે મરૂં કે કાલે ! પછી તારો નિર્વાહ કેમ ચાલશે ? ભાઈઓ તારો ભાવ પણ નહિ પૂછે. ભાભીઓનો રંગ તો તું જોઈ રહ્યો છે. તારે પણ બે બાળકો છે. કમાશે નહિ તો પછી તેમનો ભાર કોણ વહેશે ? ખેતીમાં જીવ લાગતો ન હોય તો ઓફીસમાં ભરતી કરાવી દઉં." ગુમાન ઉભો ઉભો બધું સાંભળતો; પરંતુ પત્થર પીગળે તો તે પીગળે ! પરિણામે રંગીલા બિરાદરની બેપરવાનો દંડ બિચારી પત્નીને ભોગવવો પડતો ! ઘરનું તમામ કામ કરવા છતાં અખંડ જાણે ઓશિયાળી ! જેઠાણી વગેરેનાં મહેણાં ન ખમાયાં ત્યારે દિવસો સુધી પતિ સાથે તે રિસાયેલી રહી. એટલે ગુમાન કાંઈક ઠંડો પડયો. તેણે પિતાને કહ્યું : "મને દુકાન ખોલાવી આપો." ચૌધરીએ ઈશ્વરનો આભાર માન્યો. સો રૂપિયા રોકાવી દુકાન ખોલાવી.

શુમાનનું તો ભાગ્ય ઉઘડી ગયું. તેણે સુંદર કુરતો સીવડાવ્યો. મલમલનો સાફો રંગાવ્યો. ધરાકી થાય કે ન થાય; તેને તો લાભ થનો હતો ! દુકાન ખુલે, ફલાણાર મિત્રો એકઠા થાય; ચરસના દમ ખેંચાય અને રંગરાગ ખેલાય !

આમ ત્રણ મહિના લહેરથી ચાલ્યા, અને દુકાનનો બધો માલ ખલાસ થઈ ગયો ! ટાટના ટુકડા સિવાય કાંઈ બચ્યું નહિ. બુઢ્ઢા ચૌધરીજી કુવામાં પડવા ગયા. બાઈઓએ ઘોર આક્રંદન મચાવ્યું : "અરે રામ, અમે કપડાં માટે મરી રહીએ અને આણે તો આખી દુકાનનાં કપડાંનું કફન બનાવ્યું !" પણ શુમાનને તેની જરા પણ અસર થાય તેમ નહોતું. ખિતાન તેનો ઠાઠમાઠ જોઈને સળગી જતા : "હું આખો દિવસ મહેનત કરું, મને નેનસુખનો કુરતો પણ મળતો નથી અને આ અભાગીઓ આખો દિવસ પડ્યો પડ્યો ખાય અને મલીદાનીને મોજ માણે ! આવાં વસ્ત્રો તો મેં મારા લગ્નમાં પણ નથી પહેર્યાં." છેવટે જ્યારે આ બધું ખમી ન શકાયું ત્યારે ખિતાનની પત્ની શુમાનનાં બધાં કપડાં ઉપાડી લાવી અને આસાંતલ છાંટી દીવાસળી ચાંપી તેને સળગાવી મૂક્યાં. તેમાંથી જ્વાળા ભભૂકી ઉઠી. બુઢ્ઢા ચૌધરીએ આ દૃશ્ય જોયું અને માથું કૂટ્યું; તેમણે વિચાર્યું : આ દૃષ્ટાંત છે અને ઘરને સળગાવી મૂકશે ત્યારે જ તે બુઝાશે !"

૩

સળગતાં કપડાંની જ્વાળા તો થોડા સમયમાં ઠંડી પડી ગઈ, પરંતુ હૃદયની આગ જેમની તેમ સળગતી રહી. છેવટે એક દિવસે ચૌધરીએ ઘરના બધા માણસોને એકઠા કર્યા અને હવે શું કરવું તેનો વિચાર કરવા માંડ્યો. તેમણે ખિતાનને કહ્યું : "બેટા, તેં જોયું કે વાતવાતમાં સેંકડો રૂપીઆ પર પાણી થઈ ગયું. હવે આવી રીતે નિર્વાહ થવો અસંભવિત છે. તું સમજદાર છે. કોઈ એવો માર્ગ કાઢ કે જેથી ઘર ટકતું બચે. હું તો એમ ઈચ્છું છું કે મને ત્યાંસુધી બધાને એકઠા રાખી રહું; પરંતુ ભગવાનની ઈચ્છા જુદી જ લાગે છે."

ખિતાનની નીતિકુશળતા પોતાની ચતુર સહગામીની આગળ ગુમ થઈ જતી. દેખ તો શો ઉત્તર આપવો તેનો તે વિચાર કરી રહ્યો

હતો, એટલામાં શ્રીમતીજી ફફડી ઉઠ્યાં: “દાદાજી! હવે તો હદ થઈ છે. હું તો ચોકખું કહું છું કે ગુમાનનો તમારી કમાઈમાં હક્ક છે. તેને તમે ફાવે તેમ ખવાડો, પીવાડો, જોઈએ તો ચાંદીના હિંડોળા પર ઝુલાવો. અમે અમારે જુદાં રહીશું. હા, જે કાંઈ અમારૂં હોય તે અમને મળવું જોઈએ. ભાગ વહેંચી નાખો. ભલે ચાર માણસો હસે: બાકી આમ ક્યાં સુધી વેઠ્યા કરીએ!”

નીતિજ્ઞ ખિતાન પર આની અસર પ્રબળ થઈ. તેનો ચહેરો ઝળકી ઉઠ્યો. તેનામાં એટલું સાહસ નહતું કે આટલું સ્પષ્ટ તે બોલી શકે. નીતિજ્ઞ મહાશયે પત્નીના શબ્દોને પુષ્ટિ આપી.

હવે મંદબુદ્ધિ શાનની વારી આવી. તે બીચારો ખેડુત, બળદોની પાછળ આંખ બંધ રાખીને ચાલવાવાળો; તે આવા ગૂઢ વિષયમાં કેમ કરીને મુખ ખોલી શકે? તે વિચારમાં પડી ગયો. પરંતુ તેની બોલકણી પત્નીએ તેને બચાવી લીધો. જેઠાણીનું અનુકરણ કરીને તે બોલી: “મોટી બહેન સાચું કહે છે. એના સિવાય બીજો કોઈ ઉપાય નથી. કોઈ તન તોડી તોડીને મહેનત કરે ત્યારે પણ શરીર ઢાંકવા પૂરતાં કપડાં ન પામે; અને કોઈ પડી રહીને સુખે સૂએ અને મોજ ઉડાવે, એવી અંધેર નગરીમાં હવે અમારો નિભાવ નહિ થાય.”

શાન ચૌધરીએ આ પ્રસ્તાવને મુક્તકંઠે અનુમોદન આપ્યું. હવે બુઢ્ઢા ચૌધરીએ ગુમાનને કહ્યું: “કેમ બેટા, તને આ મંજુર છે? હજી કાંઈ બગડ્યું નથી. આ આગ હજીયે બુઝાઈ શકે એમ છે. કામ સૌને વ્હાલું લાગે છે. બોલ, શું કહે છે? કોઈ કામધંધો કરશે કે હજી આંખ ખુલી નથી?”

ગુમાનમાં ધીરજની કમી નહતી. આવી વાતો એક કાને સાંભળીને બીજે કાનેથી કાઢી નાખવાનું તેનું રોજનું કામ હતું. પરંતુ ભાભીઓના શબ્દોથી તેને ક્રોધ આવ્યો. તે બોલ્યો: “ભાઈઓની જેવી ઇચ્છા છે તેવી જ મારી પણ ઇચ્છા છે. હું પણ આ જંજાળથી હવે છૂટવા ચાહું છું. મારાથી મજુરી ન થઈ. થશે પણ નહિ. જેના ભાગ્યમાં ચક્કી પીસવાનું લખ્યું હોય તે ભલે પીસે. મારા ભાગ્યમાં જો મોજ ઉડાવવાનું લખ્યું હોય તો શા માટે ઉપાધિ વ્હોરૂં? હું તો કોઈને

પોતાનાં બે બાળકો સાથે આવી. ગુરદીનને મીઠી મીઠી વાતો શરૂ કરી, અને પૈસા ઝોળીમાં નાખીને તેણે મીઠાઇનાં પડીકાં દેવા માંડયાં—સાથે સાથે આશીર્વાદ પણ: મીઠાઇ લઇને બાળકો કૂદતાં કૂદતાં ઘરમાં ગયાં. ગુરદીનની ઉદારતાનો લાભ ન મેળવી શકનાર આખાય ગામમાં કોઇ પણ બાળક હોય તો તે ગુમાનનો છોકરો હતો !

ગુમાનનો છોકરો, પોતાના ભાઇઓને મીઠાઇ ખાતાં જોઇને શાન્ત બેસી રહે, એ અસંભવિત હતું. વળી, ભાઇઓ મીઠાઇ ખાતા જતા હતા અને તેને ચીઢવતા હતા ! બિચારો બાળક ! તે ખીજાય તેમાં શી નવાઇ ! તેણે પોતાની મા પાસે મીઠાઇ માટે હઠ લીધી; પરંતુ એ ગરીબ અબળા શું કરે ? તેનું હૃદય બાળક માટે રડી ઉઠતું હતું. પરંતુ તેની પાસે ફૂટી બદામ પણ ન મળે ! તે પોતાના દુર્ભાગ્ય પર, જેઠાણીઓની નિષ્ઠુરતા પર અને સૌથી વધુ પોતાના પતિની નફટાઇ પર રડી રડીને આંખો રાતી કરતી. પોતાનો માણસ આવો ન હોત તો બીજાનાં ઓશિયાળાં શા માટે થવું પડત ! બીજાનાં લૂલાપણાં શા માટે કરવાં પડત ? તેણે પોતાના બાળકને ગોદમાં લઇને પ્રેમથી આશ્વાસન આપ્યું: " બેટા, રડ ના. હવે ગુરદીન આવશે ને, ત્યારે હું તને ખુબ મીઠાઈ અપાવીશ. " પણ કેમે કરતાં બાળકે હઠ છોડી નહિ; ત્યારે તેણે ચીડાઇ–કંટાળી–ગુસ્સે થઇને તેને નીચે હડસેલી મૂક્યું. તેના પર તેને અત્યંત ક્રોધ ચઢયો. માનવહૃદયનું રહસ્ય કેમે કર્યું સમજાતું નથી ! હમણાં તો તે બાળકને પટાવતી હતી અને અત્યારે એવી ચીઢાઇ કે બાળકને બે થપ્પડ લગાવીને બોલી: " ચૂપ રહે, અભાગિયા ! તારૂં મોં મીઠાઈ ખાવા જેવું છે જ ક્યાં ? "

ગુમાન પરસાળમાં બેસીને આ ઘટના જોઇ રહ્યો હતો. બાળકને તે બહુ ચાહતો હતો. આ વખતે બાળકને પડેલી થપ્પડ તેના હૃદયમાં ભાલાની માફક ભોંકાઇ ગઇ.

જેવી રીતે પત્થર અને પાણીમાં આગ છૂપાઇ રહેલી હોય છે તેવી રીતે મનુષ્યહૃદયમાં પણ: પછી તે ગમે તેટલું ક્રૂર કે કઠોર ભલે હોય, છતાં અંદર તો વાત્સલ્યના કોમળ ભાવ છૂપાઇ રહે છે જ

ગુમાનની આંખો ભરાઈ આવી. આંસુનાં બે બિન્દુ ઘણીવાર આપણા હૃદયમાં છુપાઈ રહેલી મલિનતાને સ્વચ્છ કરી દે છે. ગુમાન સચેત થઈ ગયો. તેણે જ્હાને બાળકને ગોદમાં લીધું અને પત્નીને કરુણ સ્વરે કહ્યું : "બાળક પર એટલો ક્રોધ શા માટે કરે છે ? તારો ગુન્હેગાર તો હું છું. મને ચાહે તે સજા કર. માંભળ, વ્હાલી!" તે નમ્રતાથી બોલ્યો : "પરમાત્માની ઈચ્છા હશે તો કાલથી બધા આ ઘરમાં માગે અને બાળકોના આદર કરશે. તેં આજે મને હમેનને માટે જગાડ્યો છે. મારા કાનમાં જાણે તે ગેબી નાદ કરીને કર્તવ્યમાં પ્રવેશવાનો ઉપદેશ કર્યો છે." *

* [ હિન્દી સાક્ષર શ્રી પ્રેમચન્દજીની નવલિકા ઉપરથી ]



૧

"બ...સ્સુ ઉ ઉ...ઉઠો બેટા; જો, કીકી તો ક્યારની નાહી-પરવારીને રંગોળી પૂરવા મંડી પડી છે! તેમાં ત્રિરંગી વાવટો તો ત્હારે ચીતરવાનો છે ને 'વાહ, કેવો ડાહ્યો!"

અંબોડા ચોળના ઉંડેલા બસુના વાળનાં ઝૂલફાંને લલાટ આગળથી ખસેડતી મધુરી, એને વધુ ઉલ્લસિત કરતી બોલી : "આજ તો ત્હારે ખાદીનું નવું ફરાક પહેરવાનું, ખરું ને? ચાલો ત્યારે, પરવારી લ્યો; મેલ તો હમણાં આવી પહોંચશે. મુંબઈથી ત્હારા બાપુ-જોજે તો ખરો, એવું એવું લેતા આવશે..."

"તે બા!" રંગોળી પૂરતી કીકી બોલી—"બસુની વર્ષગાંઠ નિમિત્તે બાપુ મારે સારુ શું શું લાવવાના?"

"ચાંદી ઉતરાવી'તી તે ભૂલી ગઈ? બટમોગરાની વેણી ને સોનાનો ગુલાબશાહનો ચાક..."

વાત કરતાં કરતાં મધુરીનો મનોલ્લાસ છલકાઈ જતો હતો. એને નૂતન વર્ષની વર્ષગાંઠના આનન્દ કરતાં ય આજ પોતાના બસુની વર્ષગાંઠનો આનન્દ અજબ મધુરો લાગતો. રોજ ઉગે છે એનો એ જ સૂર્યોદય આજ એને એવો ખુશનુમા લાગતો, કે વાત જ પૂછો મા!

પંગાડિયાની ગુલાબી હવા લેતાં લેતાં છોકરાં ને મધુરી સમયસર પરવારી ગયાં અને મુંબઈથી આવનાર 'બસુના પિતા'ની રાહ જોવાના લાગી. મેઘબિન્દુ ઝીલવા માટે ચાતકપક્ષી એકતાર થઈ રહે, તેમ 'પિતા'નાં પગલાં સાંભળવા છોકરાં ટમટમી રહ્યાં હતાં. મધુરીની

આશાતુર કીકી પણ વારંવાર મકાનના દ્વાર બ્હાર કસોટીએ ચઢી રહી હતી.

મેલની વેળા વટી. ઉપર દસ મિનિટ થઇ–પન્દર મિનિટ વીતી –ઘડિયાળનો કાંટો વીસ મિનિટ પર ચડ્યો; પણ મદન ? એનાં પગલાં કે પગલાંનો પડઘો સરખો નહિ જ પડ્યો !

આકાશમાંથી જેમ ઉષાની મનોરમ સુરખી સરકી ગઇ હતી, તેમ મધુરીના ઉષા સરખા, ઘડી પહેલાંના પ્રફુલ્લ મુખડેથી પણ દિલભર આશાનો પોરસ એકાએક અલોપ થયો. છોકરાં પણ સાવ સિયાવિયા બની ગયાં. છતાં 'આશા અમર છે.' દયામણાં લાગતાં છોકરાં આગળ, મધુરી આશાનો બોલ બોલી : "આજે આવવા તો જોઇએ જ; જરૂર આવવાના : ગુજરાત મેલ ચૂકી ગયા હશે–હમણાં કાઠિયાવાડ એક્સપ્રેસમાં આવી પહોંચશે. ત્યાં સુધી, કીકી ! ચાલ, આપણે દિવાનખાનું શણગારી દઇએ–ને બચુ ! જો, તું આ લોટે લોટે પેલાં ફૂલકુંડાંને પાણી પાશેને ? આજ તો નલીનકાકા ને નીલુબેન ને મોહનમામા–બધાં આવવાનાં, ખરૂંને ?"

દિવાનખાનું ગોઠવાઇ ગયું. ફૂલનાં કુંડાં પણ બચુડાના હાથનું પાણી પી–પીને ધરાઇ ગયાં. કાઠિયાવાડ એક્સપ્રેસ અમદાવાદ સ્ટેશને થઇને ઠેઠ વીરમગામ પહોંચી હશે, છતાં મદનના આગમનનો ગણુસારો સરખો નહિ જ સંભળાયો.

રાહુનું ગ્રહણ લાગતાં ચન્દ્ર કેવો નિસ્તેજ થઇ જાય છે ? જગત્ કેવું ઝાંખું દેખાય છે ? એમ મધુરીનું જીવનજગત હચે ઝંખવાઇ ગયું. એનું ચન્દ્રવદન ફિક્કું પડી ગયું, ધડકતી છાતીની ધ્રૂજારી વધવા લાગી. મધુરીની ધીરજ–આશા–ઉલ્લાસ, ઉડી ગયાં; ને છોકરાં ? ભયંકર અપરાધ પછી પકડાઇ જતાં જેવાં દીન–દયામણાં દેખાય, એવી દશામાં સૂનમુન સોરવા લાગ્યાં. ત્રણે જણ સૂનમુન : જાણે વાચા જ બન્ધ થઇ ગઇ ન હોય ! છતાં એકબીજાનાં અન્તરમાં એક જ પ્રશ્ન ઘોળાઇ રહ્યો હતો–"કેમ નહિ આવ્યા હોય !"

"કીકી !" મધુરીનો અવાજ કીકીને કાંઇક કર્કશ લાગ્યો.

જતાં ' બાપુ 'ના આગમનની નવી આશા સાંભળવાની આતુરતાથી તે પોચાં-થાક ચડ્યો હોય એવાં ધીમાં-પગલાં ભરતી મધુરી પાસે ગઈ.

" કાલે કાગળ આવેલો, તે ક્યાં છે ? " મુંબઈથી આવેલા પત્ર વિષે મધુરીએ પૂછ્યું અને હીરાએ ગાદી તળેથી કઢાડીને, પરબીડિયું મધુરીના હાથમાં મૂક્યું.

" ઠીક, " પત્ર લેતાં લેતાં મધુરી બોલી : " રકેબીઓમાં મીઠાઈ વગેરે ગોઠવવા માંડ, જાઓ. " હીરાને કામમાં પરોવી, પત્ર લઈ, મધુરી એકલી દિવાનખાનામાં ગઈ, પોટકું પછડાય તેમ સોફા પર પડી, અને ગઈ કાલે મળેલા પત્ર વાંચવામાં ભૂલ તો નથી થતી, એની ખાતરી કરતી-એમાંનો શબ્દેશબ્દ-અક્ષરેઅક્ષર કપરામાં કપરા પરીક્ષકની નજરે ઉકેલી રહી.

" ત્યારે થયું શું ! " આખો ય પત્ર એકવાર નહિ પણ બે વાર વાંચીને મધુરી બબડતી હતી : " કાગળમાં તો સાફ વંચાય છે—

કાલે-એટલે આ પત્ર મળશે તેને બીજે દહાડે પહેલા-ગુજરાત મેલમાં આવી પહોંચીશ; દરમિયાન બચુની વર્ષગાંઠને લગતી તમામ તૈયારીઓ કરી રાખજે : આપણાં સગાં સંબંધીઓને બરાબર નવ વાગે નોતરજે. આજે જ આવત, પણ મનુભાઈને સ્ટિમરમાં વળાવ કર્યા પછી મિત્રોએ તરત જ આવવા દીધો નહિ, એટલે લાચાર. ઉતાવળી યાદીમાંની બધી ચીજો લેતો આવું છું..."

પત્રમાં એક પણ એવો મોઘમ શબ્દ નહોતો, કે મદનના આવવા વિષે શંકા થાય; જ્યાં તે નહિ જ આવી પહોંચ્યો, એ વાત પણ નિઃશંક હતી.

" અરે ભગવાન ! " આખરે 'આશા' નું સ્થાન દીર્ઘ નિઃશ્વાસે લીધું. મધુરીની ઓશરાળ મધુતા લોપાવા લાગી અને એના અન્તરમાં અકથ્ય ઉકળાટ જામવા માંડ્યો : " બચુની વર્ષગાંઠ ઉજવવાની, ને એમની જ ગેરહાજરી ! " મધુરીનું મગજ ભમવા લાગ્યું. એને

પૃથ્વી ચક્કર ચક્કર ફરતી લાગી. ઘડીક પહેલાંનાં કંચનવરણાં સૂર્ય-કિરણો, હવે તેને ભભૂકતી અંગારભઠ્ઠીની જ્વાળાની જેમ સંતાપવા લાગ્યાં. કલ્લોલનું સ્થાન, સારા ય ઘરમાં સ્મશાનની શાન્તિએ લીધું.

"રકેબીમાં મીઠાઇ—ને બધું બરાબર ગોઠવી કહાડયું; હવે?" ફોઇએ આવીને ધ્રૂજતા હોઠે મધુરીને પૂછ્યું; અને મધુરી, 'હવે-પછી" ના કાર્યક્રમનો તરંગ કરતી હતી, તે જ વખતે બારણું ઉઘડયું.

બારણું ઉઘડતાં જ—એ પળવિપળમાં જ—રાહ જોનારના જીગરમાં કેવો તનમનાટ જાગે, તે વર્ણવી બતાવવાની જરૂર છે? બચુ તો આલ્બમનાં ચિત્રો જોવામાં ગુંથાયો હતો, એટલે તેને મધુરીની દુનિયાની કંઇ જ પડી નહોતી; પણ ફોઇ ને મધુરી, બન્ને, બારણું ઉઘડતાની સાથે જ તે તરફ ફર્યાં—દોડયાં; ઉછળતા શ્વાસે, 'લાખો નિરાશા" વચ્ચે લપાઇ રહેલી આશાને જોરે, ભારે ઉલટ ને આતુરતાથી આંગણા આગળ આવ્યાં: માનસશાસ્ત્રની દૃષ્ટિએ એમ કલ્પી શકાય, કે બન્નેના દિલનો દિલરૂબા એક જ સૂર ગૂંજતો હશે: "મોડા મોડા ય આવ્યા ખરા!"

—પણ પંડિતોએ એવી યે વ્યાખ્યા કયાં નથી કરી, કે કલ્પનાં એટલે જુઠાણું!" મોડા મોડા આવ્યાની કલ્પના કરતાં મા-દીકરી બારણાની બ્હાર આવ્યાં, તો જણાયું કે આવનાર મદન નહોતો, પણ મદનનો તાર હતો.

પરીક્ષાના પરિણામને દિવસે તાર છૂટે, ત્યારે વગર ફોડયે જ વિદ્યાર્થીસૃષ્ટિમાં ખુશવધાઇની અટકળ થવાની: વહેપારી આલમમાં તાર છૂટે, ત્યારે બજારમાં તેજીમંદીની ધારણા ધરાય: પણ કુટુમ્બ ઉપર તાર આવે, ત્યારે એ જ તારની કોથળી ને એ જ તારવાળો અપશુકનીઆળ હોય એમ હૈયાં ધડકવા લાગે છે! જમાનાજૂની આ રૂઢ રૂઢિને કારણે, તારવાળાને દેખતાં જ મધુરી કંપી ઉઠી: એમ કહી શકાય, કે કને ફોઇ હતી, તેથી જ તે મહા પ્રયાસે સંયમ જાળવી રહી: ધ્રૂજતા હાથે તેણે સહી કરી આપી, તાર લીધો અને બેઉ અન્દર ગયાં.

ટળો; પણ આજ દિલ તો ચચણતું જ રહેવાનું ને? અરે મદનલાલ! મદનલાલને બદલે, કોઈએ મોડાલાલ નામ કાં નહિ પાડયું!"

મધુરી વિમાસણ કરતી હતી અને પાડોશનો બાળવિદ્યાર્થી દલપતરામની કવિતા લલકારતો હતો:—

"પડી ટેવ તે તો ટળે કેમ ટાળી?"

* * *

૨

વર્ષગાંઠની ઉજવણી અંતરના કેવા ઉકળાટથી—અને છતાં દેખાડવાના કેવા ઉમંગથી ઉજવાઈ હશે; એમ બેવડી મનોવૃત્તિ પર કાબુ રાખવામાં મધુરીએ કાળજાને કેટલું કઠણ રાખ્યું હશે અને એ મૃદુ હૃદયની મધુરીને, આવી કઠિનતા કેટલી ડંખી હશે, તે અટકળમાત્રથી વાચકો સમજી શકશે. પછી સાંજના છેક સાડાસાતના ટ્રાસ્ટમાં મદનની સ્વારી પધારી.

તે આવ્યો ખરો, પણ આજ તેણે આદર કે ઘરનાંનો ઉમળકો—કંઈ જ અનુભવ્યું નહિ. બહારગામથી ઘેર આવનાર મદન, અગાઉ તો, પોતાની રાહ જોતી ને નેહભર નયણે નેત્રપલ્લવી ગૂંથતી મધુરીને આંગણે ઊભેલી જ જોતો હોય! છોકરાં પણ ઓચ્છાં ઓચ્છાં થઇ જતાં હોય: જોઇને મદનનું મુખ પણ હસુહસુ થઈ જતું હોય: તે બધું તેને 'લગીર મોડા' પણાની લ્હાયમાં 'સ્વાહા' થઇ જતું જણાયું! મજુરને સાથે બેગ–બિસ્તરો ઉંચકાવીને પોળમાં પેસતાં જ પડોસીઓએ એ 'મોડાલાલ'ને જોતાં મ્હોં મચકોડયું, એક પડોસણ જાણે તેને હસી કહાડતી હોય તેમ ધીમું ધીમું હસતી જણાઈ. બીજી વળી બબડતી સંભળાઈ: "આવ્યા હવે, બધું પતી ગયા પછી!"

મદનને આવા રંગઢંગ મુદ્દલ ગોઠયા નહિ. "પોતે લગીર મોડો પડ્યો, તે શું ભયંકર ગુનો હતો? તેથી શું આડોસપડોસને મન હાંસીપાત્ર બનવા જેટલો ગંભીર બનાવ હતો?" મદન શરમીન્દા મ્હોંડે ઘરમાં પેઠો. મજુરી દઇ મજુરને વદાય કીધો. તેણે બેગ–બિસ્તરો બાજુપર ગોઠવ્યાં અને—

—અને આખું ય ઘર–ઓરડાંના ફરનીચરથી અને મધુરીના રૂપાળી ઘંટડી સરખા મધુર ટહુકાથી ગાજ ભર્યું ભર્યું ભાસતું એ ઘર–આજ તેને ખાવા ધાતું હોય એમ લાગ્યું! ઉજડ વગડે કેવી અઘોર શાન્તિ હોય? મદન એવી નિજ્ઝ શાંતિ અનુભવવા લાગ્યો.

ઘરમાં ઝીણો દીવો ટમટમતો હતો અને દીવા પાસે પડેલી લો–ચેરમાં મધુરી અસ્વસ્થ મને પડી હતી. એની મનોવ્યથા જાણે દેહના દુ:ખ કરતાં પણ વધુ ગંભીર ન બની ગઈ હોય! મદનની સમયસરની ગેરહાજરીને કારણે ઉશ્કેરાઈ ગએલી માનસિક સ્થિતિથી તેની તબીયત લથડી ગઈ હતી. ન મનેલ મને તે બેદર-કારીથી, તાજું આવેલું છાપું વાંચતી લો–ચેરમાં પડી હતી.

પોતાની અનિયમીતતાનું જ આ પરિણામ છે એમ મદનને સમજાયું. પણ ‘ ‘બીગડી ટોન સુધારે!’ ‘થઇ ગયું ન ના થયું’ ઓછું જ થનાર હતું!’ મદન મનને મનાવતો હતો.

મદને કપડાં બદલ્યાં, હાથ–મોં ધોયાં, અને મધુરી પાસેની ખુરશી પર બેઠક લીધી. ક્ષણેકવાર તો તે અબોલ જ બેસી રહ્યો. પણ એમ ક્યાં સુધી બેસી રહેવાય? અઘોર શાન્તિએ તેના દિલમાં જે અકથ્ય ક્રાન્તિ મચાવી હતી, તેના શાન્ત્વનનો રસ્તો ગોતવો પોતે રહ્યો! માગી ગ્યો હતો ગુનો કરતાં પસ્તાઇ ગયા પછી ગુનેગાર જે શરમથી અને જેવા ધીમા–હળવા અવાજથી બોલે, તે ઢબે તેણે સ્મશાન-શાન્તિને ભેદવાનું પગરણ માંડ્યું.

“ ડોક્ટર કેમ નથી દેખાતા?”

“ આવી ગયા છે ”–મધુરીએ સાવ જ ટુંકામાં પતાવ્યું. પણ મદન ટુંકા ઉત્તરે મુંઝાનારો નહોતો. તેણે બીજો પાસો ફેંક્યો.

“ તબીયત ઠીક નથી કે શું?”

મધુરી ન બોલી. મદનની મુંઝવણ વધવા લાગી. તેણે ત્રીજો આખરી અજમાવ્યો.

“ પૌંઆ ને દવાઓ ને બધું લાવ્યો છું તે કહાડું? લગીર લઇશ?” જવાબ ન મળ્યો! આજ જેને ‘મદન’નો ય મોહ નહોતો

તે મદને આણેલી મીઠાઇથી કેમ જ ચળે ? મદને સફાચટ રસોડા તરફ નજર નાખીને ચોથો પ્રયોગ દાખવ્યો :

"જમવું નથી ? મારે ય ચોવીસ કલાકના કડાકા છે !"

મધુરી–એ કોમળ હૃદયની ગુહરખુ ગૃહિણી, સ્વામીના બારને બદલે ચોવીસ કલાકના કડાકા સાંભળીને ચમકી. તેણે વિચાર્યું : એ સવારના ફ્રાસ્ટમાં મુંબઇથી બેઠેલા, તે સાંજે અહીં આવ્યા; તે લેખે બાર કલાકથી ભુખ્યા હોય તે તો બરાબર; પણ એમણે તો 'ચોવીસ કલાકના કડાકા' કહ્યા !" મધુરી મુઝાઇ. તેણે મૂગાં મૂગાં મદનની સામે જોયું.

—અને મદને જોયું કે મધુરીની આંખો રાતી–હીંગળોક જેવી હતી; તેનાં પોપચાંની આસપાસનો ભાગ સૂજેલો હતો :

"આજ ખૂબ રડી હોય એમ લાગે છે, મધુ !" કહીને મદન તેની અડોઅડ ગયો. મધુરીએ લો–ચેરમાં પડખું ફેરવ્યું.

"ચાલ, જમી લઇશું !" મદનના અવાજમાં કાકલુદી હતી.

"કહેતા હો તો પીરસું..." મદનના 'ચોવીસ કલાકના કડાકા'એ મધુરીને સહજ બોલતી કરી.

"ને તું ?" મદન હવે જરા હળવો થતો લાગ્યો.

"સવારના પહોરથી એટલાં જમાડયાં છે–તમે, કે ખૂબ જ ધરાઇ ગઇ છું..." બોલતાં બોલતાં મધુરીનું હૈયું ભરાઇ આવ્યું.

મધુરીના ગળગળા અવાજે મદનની આંખો ભીંજવી; મધુરીના 'ધરાઇને જમાડયા'ના મ્હેણાએ, મદનના હૃદયને વલોવી નાખ્યું. તે ગળગળી જીભે બોલ્યો :

"આમ જો"–કહેતે હાથે મધુરીના મુખડાને પોતાની તરફ વાળતા મન્મથે કહ્યું 'મહાપુરુષોએ કહ્યું છે કે જીવનને સભાર્થા કરવા કરતા ભૂલી જવામાજ મઝા છે—"

"ભૂખ કરવાની ગરજ ભૂલી જતા હો તો !" ક્યારથી ધૂંધવાયેલી મધુરીની મનોવ્યથા ભભૂકી ઉઠી અને એના અવાજથી જાણે મિજાજ જતો હોય, તેમ મન્મથ અવાચક જેવો નીચું જોઈ રહ્યો પછી ક્ષણભર અઘોર શાન્તિ ! થોડી વારે મધુરીને મન્મથના 'ચોવીસ કલાકના કડાકા' સાંભરી આવ્યા તેને એ વાત સમજાતી જ નહતી

તેણે સ્વગત વિચાર્યું 'બાર કલાકના ભૂખ્યા હશે કે ચોવીસ' અત્યારે જમવા–જમાડવાનું તો નહિ સોવના હોય' વાત ખરી જ હોય તો મારી ખાતર એ ભૂખ્યા રહે તે તો ખરેખર ખોટું !" મધુરીનું સરળ હૃદય સ્વામીની ભૂખથી દુભાયું. તેનાથી સહસા જ પૂછી જવાયું : 'કહેવતમાં કહ્યું છે કે એક ભૂખ હજાર ભયો કરે છે ! હમણા શાનુ બોલ્યા'તા ? કેટલા કલાકના ભૂખ્યા છો, બોલો ?"

"ચોવીસ–પૂરા ચોવીસ કલાક !" મન્મથે ઉમેરી સમજાવવા માંડી. "વાત એમ બનેલી, કે ગઈ કાલે વિનુભાઈને ત્યાં વાળુ વાસ્તે મને નોતરેલો, ત્યાંથી જમીને જ અહીં આવવા મેલ મારફત નીકળવું, એવી ગોઠવણ હતી પણ કમનસીબ એમ્પાયર થિયેટરે સામે મેલ ચૂકાવ્યા, તે સાથે વિનુભાઈનું વાળુ ય ચૂક્યો તેની ગાડીમાં ગયા ત્યાં તો ખાવાનું બારણું જ બંધ ! મુસાફરીએ ધ્યાન ચાલ્યો ગયેલો. આ દશા થઈ '

"એ દશા થઈ, તે 'મુસાફિર'ને નાકે તમારી લટકે ?" મધુરીને લાગ્યું કે લાખડ રીતે તપ્યું છે, એટલે પ્રહાર થાય તો ખોટું નહિ "એક બાજુ એમ્પાયર થિયેટરની બે કલાકની બિજ્જત, ને બીજી બાજુ મારી, બાપડા છોકરાની, છોકરાના મામાની, નોતરેલા મહેમાનોની–કંટાળવાની કમબખ્તી ?" મધુરીને જાણ્યાના રીતક યાદ આવ્યા.

પરિણામે ઉતર્યાનું લાગ્યું કે અનિવાર્ય એવા કોઈ મહત્વના

કાર્યનું બાનું મદનથી કાઢી શકાય તેમ નહોતું; કેમકે ટેવાયલી મધુરી એવાં તરેહવાર બાનાંથી હવે ઠગાય તેમ નહોતી !

" પણ વિનુએ આપેલો વખત સાચવવામાં લગીર જ મોડો પડયો'તો." મદન હજી આબરૂભેર બચાવ કરવા વ્યર્થ મથામણ કરી રહ્યો હતો.

" તમે તમારો બચાવ ફોગ્ગા કરો છો, પણ મુંબઇ વિનુભાઇને તમે કેટલી આંખો ખેંચાવી હશે, ઘરનાંને કેટલાં ખોટી કર્યાં હશે, એ બધું તમારા હિસાબમાં જ નહિ ! મને બોલાવતા નહિ; જાવ..."

" આપણે બેઉ રસોડે જઇએ, મધુ ! મદને કોમળ ભાવ દાખવ્યો."

" જમવું હોય તો પીરસવા આવું; હું નથી જમવાની." મધુરીએ હવે પોતાનો મક્કમ નિરધાર જણાવવા માંડયો.

" એમ તે ચાલે ?" મદન મીઠાશ ભભરાવતો હતો.

"નહિ ચાલે ત્હોય ચલાવવું છે." મધુરી સ્ત્રીહઠના પૂરબ્હારમાં હતી.

" એમ ક્યાં સુધી વારૂ ?"

" ' લગીર મોડા ' પડવાની ટેવ નહિ સુધારો ત્યાંસુધી. "

—અને મધુરી એવી દૃષ્ટિથી મદનને જોઇ રહી, કે મક્કમ નિરધારે, શિયળ સંરક્ષણાર્થ સ્વાર્પણ કરવા સજ્જ બનેલી જાણે સતી !

મદન ગભરાયો. મધુરી ભાગ્યે જ વિફરતી અને વિફરતી, ત્યારે તેને મનાવી લેવાનું કામ ભારી થઇ પડતું. તેના સ્વભાવથી પરિચિત મદન, બાજી હવે વધુ બહેકાવવા ઇચ્છતો નહોતો; છતાં એકાદ નવી દલીલ ફેંકી જોઇ :

" તું ન જમે, તો છોકરાં..."

" છોકરાં એને મોસાળ રહેવાનાં છે. "

મધુરીનો આ નવો ધડાકો મદનને ગજબ ભારે લાગ્યો :

" મોસાળ ? મોસાળ શા માટે ?"

" તું તો ઘેલી વાતો કરે છે; સારાં કોને ગણવાં, ને નઠારાં કોને કહેવાં એ નાનોસૂનો કોયડો નથી." મદન હાંક્યે રાખતો હતોઃ " કહે, કુદરતને નઠારી ગણવી કે સારી ? અને કોઇ કોઇવાર તે ય અનિયમીત નથી થતી ?"

" મધુરી, મદનને વક્ર દૃષ્ટિથી ક્ષણેક જોઈ રહી. એમાં સ્પષ્ટ વંચાતું હતું, કે જેમ જેમ મદનના ભેજામાંથી આવું સડેલું ભૂસું વેરાતું હતું, તેમ તેમ '.અનશનવ્રત 'ની મધુરીની મક્કમતા દ્રઢતર થતી હતી: મધુરીએ વીરાંગનાની છટાથી સુણાવ્યું. " ખગોળશાસ્ત્રના કયા જ્ઞાને કહો છો કે કુદરત અનિયમીત છે ? જ્યારે કુદરત અનિયમીત થશે ત્યારે તો ભારે ધરતીકંપ થવાનો–અને કદાચ–કોઇકવાર તેમ થતું હશે તો તે તમારા જેવાંને જ વાંકે; જાવ, મને નાહક છીતી ન કરો. જાતે જેવા હોય તેવું જ જગત જોવાય; એને તે શી રીતે મનાવાય ?"

" વાત એમ છે, મધુ ! કે મારે વિષે એવો વિચિત્ર મત તું બાંધી બેઠી છે, કે કહું છું તે એકકેય મુદ્દો તને ઠસતો નથી, એટલે શું કરૂં ? શાંતિથી સાંભળે, વિચારે ને વાત કબૂલ કરે તો જ મુદ્દો ઠસે ને ? એટલું તો તારે કબૂલવું જ પડશે, કે ઘણાંને, ઘણીવાર, વહેલા સૂઝવા જોઈતા વિચાર મોડા સૂઝે છે—"

" ખરૂં, " મધુરીએ દલીલનો ઉત્તરાર્ધ સુણાવ્યોઃ " પણ ભૂલી જાઓ છો કે 'જાગ્યા ત્યારથી સવાર' સમજીને સીધા રાહે ચાલવાનું પણ તેમને સૂઝતું હોય છે ! પણ અહીં તો જ્યારે જોઇએ ત્યારે એ ભગવાન એના એ ! ઘણી વાર મોડા પડ્યા, ઘણું વેઠ્યું ને વેઠાવ્યું;.. હજુ ય નહિ જાગો વારૂં ? "

" મધુરી, " મદને સમજણ પાડવા માંડી : ' લગીર મોડા ' પડવા સરખી રજ વાતને ગજ કરવી તે સારૂં કહેવાય ? રફતેરફતે બધું સુધરી જશે—

### ૩

મધુરી ઉઠી રાંધણખંડમા ગઈ અને અકળાયેલી—મૂંઝાયેલી પલંગમા પડી પાસા તપાવવા લાગી. તે મદન પાસેથી ગઈ ખરી, પણ મદનના જીવનમા અને જૂતીનની વાતો ને અમરેનું ભાગણ ભગતી ગઈ હતી. મધુરી વિના એકલા જમવું, મદનને નહિ જ ગમ્યું. 'ચોવીસ કલાકના ઉપવાસ' વાગ્યા મદને પણ ઉપવાસનો જ આનંદ લીધો અને જઈને તે ચુપચૂપ સૂઈ ગયો.

કેટલાકની પ્રકૃતિ એવી હોય છે કે ભૂખે ઊંઘ આવે, કેટલાકને જાગરણ જ થાય. મદન અને મધુરી વચ્ચે, એકની અનિયમીતતા અને બીજાની નિયમીતતા જેટલો જ તફાવત નિદ્રાની બાબતમા હતો. મદન માત્ર અર્ધા કલાકમા નિદ્રાધીન થયો ત્યારે, મધુરીના પોપચા મિંચાતા જ નહોતા.

નિદ્રાધીન થએલા મદનનો એક મગજતંતુ જાગ્રત હતો અને તે, મધુરીએ અગમ્ય રીતે મૂકેલી અમરેના રંગમા રંગાતો હતો. મદન નિદ્રાધીન અવસ્થામાથી સ્વપ્નાવસ્થામા આવ્યો અને ભૂતકાળમા પ્રત્યક્ષ અનુભવેલી લીલા, સ્વપ્નસૃષ્ટિમા અનુભવવા લાગ્યો.

જાણે પેલા 'એમ્પાયર થીએટર'ની નવી ટોકીઝ ન જોતો હોય! સ્વપ્નસૃષ્ટિનો પડદો ઉઘડ્યો છે અને ક્રમેક્રમે દૃશ્ય ખડાં થાય છે. એક મિલમા નોકરની જગ્યા ખાલી પડે છે. લાગવગ લગાડી, ભલામણ પહોંચાડી, તે ઉમેદવારીની અરજી કરે છે. મિલ એજન્ટ પાસે પડેલી પચાસ અરજીઓમાથી, લાગવગને કારણે એની જ અરજી હાથ ધરાય છે. તેને નોકરી મળી જવાની ખબર મળે છે. આપેલા વખતે એજન્ટ તેની રાહ જોતા બેઠા હોય છે. વખત પસાર થાય છે. ગેટને ઝાંઝીરવાળું શ્રીમંતનું પગરખું નથી. મદન 'લગીર મોડો' પડે છે, ને એજન્ટ તેને બદલે બીજાની અરજી મંજૂર રાખે છે.

મોહન—મદનનો મિત્ર અને હમરાજો—તેની પાસે 'મિલજીન સ્ટોર સપ્લાયર્સ'ની દુકાન ખોલાવે છે, પણ 'ઓર્ડર' 'કેન્વાસ'

" તુમ બિન કૌન ગહે મોરી બૈયા
માતૃવિહીના, સ્વપનિહીના
ના કોઉ હિતકર સૈયા —તુમ૦
કેવલ આસ ભરોસ દયાનિધિ
ચરન-કમલકી છૈયા —તુમ૦

પ્રાતઃકાલની નિરવ શાન્તિમાં કોમલ-મુગ્ધકર સ્વરનું ઉપર્યુક્ત પ્રાર્થના-ગીત નિર્મલ વાયુલહરીઓ દ્વારા વાતાવરણમાં વિહરી રહ્યું છે. નાનકડા ગામમાં એક વૃદ્ધ ખેડુતની ઝુંપડી બહાર હાથમાં તંબુરો લઈને કોઇ ગૌરવર્ણી બાલા એ ગીત ગૂંજતી હતી. એ કોકિલકંઠી કિન્નરી સમી લાગતી બાલાનાં વસ્ત્ર એને અનુરૂપ નથી. એનાં વસ્ત્ર કહી આપે છે, કે તે કોઇ ગરીબ બાલિકા છે. ગરીબ છતાં એનું વદન-સરોજ કહી આપે છે કે એ કોઈ કુલવતી બાલા છે. હિન્દી ભાષામાં સ્પષ્ટ શબ્દોચ્ચાર સાથે થતું એનું સંગીત તથા એનો તાન-પલટો અને આલાપ કહી આપે છે કે એ કોઈ સંસ્કારી બાલા છે-સુશિક્ષિત બાલા છે.

"ગામડામાં આ રૂપ ! ગામડામાં આવી સંસ્કારી અને સુશિક્ષિત બાલા !" બે યુવકો એ ગીત સાંભળતા તે મહૂલીથી થોડેક જ દૂર ઉભેલા દૃષ્ટિએ પડે છે અને તેમાંનો એક પોતાના મિત્રને પ્રસ્તુત પ્રશ્નો પૂછતો જણાય છે. બાલા વિષે બન્ને અજાણ્યા હોવાથી પ્રશ્નોનો ઉત્તર મળી શકતો નથી; પરંતુ ગીતની છેલ્લી કડી ઉત્તરોત્તર આલાપ સહિત વારંવાર ગવાતી રહે છે :

કેવલ આસ ભરોસ દયાનિધિ
કે...વલ આ...સ...ભરો...સ દયા...નિધિ

પાંચ-સાતવાર એનું એ ચરણ વિવિધ આલાપથી એ બાલા એટલી બધી નિર્દોષતાથી અને એટલા બધા સહૃદયી ભાવથી લલકારી રહી, કે મઢૂલીની અંદરથી તેના તાલ પ્રમાણે તાળીઓ પાડતો વૃદ્ધ જન બહાર આવ્યો અને તે પણ ગાવા લાગ્યો :

"કેવલ આસ ભરોસ દયાનિધિ..."

વૃદ્ધ અને બાલાનું એકરું સંગીત અને તે ઉભયના મુખપરના ભક્તિમય ભાવ નિહાળીને દૂર ઉભેલા યુવકોમાંના એકની આંખ અશ્રુભીની બની.

"સુરેશ, તું રડે છે? શા માટે?" બીજા યુવકે તેની આંખમાં અશ્રુજલ જોઇ પૂછ્યું.

"મહારાજકુમાર! કોમલ કદળીગર્ભ પર કઠોર કુઠાર જોઇ કવિહૃદય કેમ ન દ્રવે?" ગળગળા સાદે સુરેશે જવાબ દીધો.

"કવિ! કવિ! તું ભાવનાવાદી જ રહ્યો! પણ મને કહીશ, કે તારા કથનનો અર્થ શો છે?"

"એ બાલાના વેષ પરથી હું કહું છું કે એ બાલવિધવા છે. એથી જ મેં કહ્યું કે વિધિએ કેવી ક્રૂરતા બતાવી છે? આ રૂપ, આ સંસ્કાર, આ સુકોમલ વાણી શું વૈધવ્ય માટે છે? મહારાજકુમાર! આપ જ્યારે રાજા થાઓ ત્યારે કાયદો કરજો, કે આપના રાજ્યમાં કોઇ વિધવા ન રહે." છેલ્લું વાક્ય સુરેશ અંતઃકરણના ઉંડા ભાવથી બોલ્યો હોવાને પરિણામે જરાક વધારે ઉચ્ચ સ્વરે અને જોશથી બોલાઇ ગયું. પરિણામે મઢૂલી આગળનું સંગીત એકદમ બંધ પડી ગયું અને વૃદ્ધ તથા બાલાનું ધ્યાન એ બોલનાર તથા તેના સાથીદાર તરફ ગયું.

બાલા એકદમ લજ્જાથી ઉઠીને ઉભી થઇ અને મઢૂલીમાં જતી રહી. વૃદ્ધ પ્રશ્નાર્થ મુખમુદ્રાથી એ યુવકો તરફ નિહાળી રહ્યો.

"ચાલો, આપણે તેની પાસે જઈએ" સુરેશે કહ્યું. બન્ને જણ વૃદ્ધ પાસે ગયા. તેમને નમસ્કાર કરી વૃદ્ધે કહ્યું. "હું ભૂલતો ન હોઉં તો દેવપુરના મહેન્દ્રના યુવરાજ મદનસિંહની સ્વારી મારૂં આંગણું પાવન કરી રહેલી જણાય છે"

'હા, હું તે જ છું" સુરેશના સાથીએ જવાબ દીધો

"અને આ મહાશય ?" વૃદ્ધે પૂછ્યું

"અમારા રાજપુરોહિતનો મનહારી પુત્ર સુરેશ" મદનસિંહે જવાબ દીધો અને પૂછ્યું "તમે અમારા પ્રજાજન છો ?"

"ના" વૃદ્ધે જવાબ દીધો

"ત્યારે કોના પ્રજાજન છો ?"

"મારો રાજા કેવલ શ્રીહરિ છે!" આકાશ તરફ જોઈ આંગળી ઉંચી કરી વૃદ્ધે નમ્ર સ્વરે જવાબ દીધો

કુમાર આશ્ચર્યચકિત થયો; પણ સુરેશને તેથી વધારે આશ્ચર્ય ઉપજ્યું નહિ તેણે કહ્યું "હું ખાત્રીથી કહું છું કે આ મહાત્મન્ જગજ્જનથી ત્રાસેલા-દાઝેલા છે એમને જરૂર દુનીઆપરથી ધિક્કાર છૂટી ગયેલો હોવો જોઈએ. મહારાજકુમાર! આપણું તો કર્તવ્ય છે કે એવાં દાઝેલા અંતઃકરણમાં સ્નેહ અને સહાનુભૂતિરૂપ શીતલ જલનું સિંચન કરવું ઘટે"

"હં ..! કેવી રીતે વારૂ ?" મદનસિંહે પૂછ્યું

સુરેશ વૃદ્ધજન તરફ વળી હાથ જોડીને બોલ્યો 'મહાત્મન્! અમે કોણ છીએ, એ તમે વિસરી જવા કૃપા કરી, આપનો પરિચય આપી શકશો? આપના વીતક કહી શકશો?"

વૃદ્ધ વિનીત પણ ગંભીર સ્વરે બોલ્યો: "યુવક! મારો પરિચય આપવો નકામો છે. ટૂંકામાં જ કહું છું સાંભળો, એકવાર હું વૈભવશાળી પુરુષ હતો ૧૦-૧૦ વર્ષ સુધી મેં મારા રાજાની એકનિષ્ઠાથી સેવા કરી; તેનો બદલો, મારો ધનમાલ લૂંટી લઈને વાળવામાં આવ્યો! તે રાજ્યમાંથી હું હદપાર થયો તે રાજ્યમાં જે એક પ્રતિષ્ઠિત પુરુષના

લગ્ન કરશે !" રાજપુરોહિતે કહ્યું : "આથી જ કહું છું કે, એના દુષ્ટ વિચારોને તારા સરળભાવના વિચારોથી પોષણ મળ્યું છે !"

"હવે એનો ઉપાય ?" સુરેશે પૂછ્યું.

"રાજા પોતાનો દુરાગ્રહ મૂકશે નહીં–" રાજ પુરોહિતે કહ્યું : "જોર જુલ્મ વાપરીને પણ તે અનિલચંદ્રની પુત્રીને પોતાના મહેલમાં બેસાડશે !"

"પિતાજી ! કમલિની અન્ય કોઇને ચ્હાતી હોય તો પણ રાજા દુરાગ્રહ કરે એ શું ન્યાયી છે ?"

"કમલિની કોને ચાહે છે ?"

સુરેશે લજ્જાયુકત જવાબ દીધો : "હું ધારું છું કે મને !"

"એમ ? ત્યારે તો ઘણો સારો મુદ્દો છે !" રાજપુરોહિતે કહ્યું. "પુનર્લગ્નનો કાયદો ભલે જાહેર થાય. રાજાનો દુષ્ટ હેતુ હું કદાપિ પાર પડવા નહીં દઉં."

*　　　　*　　　　*

બીજે દિવસે પ્રાતઃકાલમાં દેવપુર રાજ્યમાં રાજ–આજ્ઞા પ્રકટ થઇ :

> "વિધવાઓને પુનર્લગ્ન કરવાની આ રાજ્યમાં છુટ આપવામાં આવે છે. જે વિધવા પુનર્લગ્ન કરે નહીં તેનાથી આ રાજ્યમાં વસી શકાશે નહીં. રાજા આ કાયદો ચાહે ત્યારે પાછો ખેંચી લેશે. પુનર્લગ્નમાં વર્ણાન્તર લગ્નની છુટ આપવામાં આવે છે."

આ આજ્ઞાપત્રિકા પ્રકટ થયા પછી અર્ધા કલાકને શુમારે રાજ–સ્વારી ખેડુત અનિલચંદ્રની મઢૂલી આગળ આવી પહોંચી. ત્યાં કેવળ નિરવતા હતી. મઢૂલીનાં દ્વાર બંધ હતાં. "એકદમ તે ખોલી નાખો અને વૃદ્ધ તેમજ યુવતીને બહાર ઘસડી લાવો." રાજાએ સૈનિકોને આજ્ઞા કરી.

સૈનિકોએ બારણાં ઉઘાડી નાખ્યાં, પણ અંદર કોઇ નહોતું ! માત્ર એક પત્ર હતો, તેમાં લખ્યું હતું:—

" નજદિકના જીર્ણ શિવાલયમાં આજે પ્રાતઃકાલે આ રાજ્યનાં નાગરિક તરીકે આ રાજ્યના જ નવા કાયદા અનુસાર અમે પુનર્લગ્નથી જોડાઇ ગયાં છીએ
લિ૦
સુરેશ અને કમલિની."

રાજાએ નિરાશામાં દાંત કચકચાવ્યા. "ચાલો, આપણે તે જીર્ણ શિવાલય શોધી કાઢીએ." રાજાએ સૈનિકોને આજ્ઞા કરી.

આશરે બસો કદમ દૂર તેઓ ગયા એટલે શિવાલય દેખાયું. આસોપાલવનાં પાંદડાંનાં તોરણો તે શિવાલયની ચારે બાજુએ બાંધેલાં હતાં. ધૂપની સુગંધ ચોગરદમ ફેલાઇ રહી હતી, અને ઘંટાનિનાદ સહિત આરતી ગવાતી સંભળાતી હતી.

રાજા શિવાલયમાં ગયો. જુએ છે તો નવદંપતી શિવપૂજન કરે છે અને રાજપુરોહિત તથા અનિલચંદ્ર એક બાજુ બેઠા બેઠા રુદ્રાભિષેક કરી રહ્યા છે.

રાજાને જોતાં જ સુરેશ ઉઠ્યો અને વંદન કરતો તેની નજદિક આવી ગંભીર સ્વરે કહેવા લાગ્યો : "રાજન્! આપ ક્યિા હેતુથી અત્રે પધાર્યા છો, એ હું જાણું છું. આપના નવા કાયદાએ મને અને પવિત્ર કમલિનીને એક કર્યાં છે. હવે જો આપ સમજી જઇને પાછા પધારો તો ઠીક; પણ જો આપ કોઈ દુષ્ટ હેતુ રાખતા હશો તો આપના તેમજ અમારા વડીલોના દેખતાં અમો નવદંપતી ભગવાન્ રુદ્રનારાયણને અમારા દેહનાં બલિદાન દઇશું. જુઓ, અમારી સાનિધ્યમાં જ ચમકતી ચપલાઓ મોજુદ છે." તેણે નવદંપતીનાં આસન સમક્ષ તલવારો પડેલી જોઇ.

સુરેશની દૃઢ વાણીએ રાજાને અવાચક બનાવ્યો. તેણે નવદંપતીનાં વદનકમલ નિરખ્યાં. તેમાં નરી નિર્દોષતા સાથે પૂર્ણ દૃઢતા તરવરતી હતી.

તે હસ્યો અને સુરેશને ઉદ્દેશીને બોલ્યો : "કવિ! મારા પરમ મિત્ર! તેં આજ મને સુંદર કાવ્ય સુણાવ્યું છે. આવ, મને ભેટ."

કવિ તેને ભેટયો. રાજાએ કમલિનીનાં ચરણમાં પડી કહ્યું: "નાની માતા! તમારા આસન પાસે પડેલી તલવાર ઉઠાવો અને બેલાશક મારો શિરચ્છેદ કરો. પુનર્લગ્નનો કાયદો મેં અધમમતિથી કર્યો હતો અને તે પાછો ખેંચી લેવાની મુનસફી પણ મેં અધમમતિથી જ રાખી હતી. હું તે પાછો ખેંચી લઉં તે પહેલાં મારો વધ જ યોગ્ય છે."

"ભૂપાલ!" કમલિનીએ રાજાને ઉઠાડતાં ઉઠાડતાં કહ્યું: "અમારી તલવારો દ્વારા વધ તો ક્યારનોય થઇ ગયો! હવે કોઇનો વધ કરવાની જરૂર નથી."

"વધ કોનો થયો?"

"સુરેશની તલવારે રૂઢિ–રાક્ષસીનો વધ કર્યો. મારી તલવારે આપની દુષ્ટમતિનો વધ કર્યો." કમલિનીએ કહ્યું: "હવે રહ્યાં નવસર્જન, નવચેતન, નવજીવન, નવા મનોરથો, નવી આશાઓ, નવાં સ્નેહસામ્રાજ્ય, નવાં દેવમંદિરો, નવા દેવો અને નવી દેવીઓ. એમનો સંહાર શું ઉચિત છે?"

"ધન્ય, ધન્ય!" ચોગરદમથી સૌ બોલી ઉઠયાં અને એ ધન્યવાદના કોલાહલમાં વૃદ્ધ અનિલચંદ્રે લલકાર કર્યો:

કેવલ આસ ભરોસ દયાનિધિ
ચરન—કમલકી છૈયાં...તુમ૦

રાજાએ પણ એમાં પોતાના સૂર પૂર્યા અને એ ગીત સૌએ એકસાથે પુનઃપુનઃ ગાઇ વાતાવરણને એકવાર ફરીથી નિર્મલ બનાવી મૂક્યું.

દેવપૂર રાજ્યમાંથી, એ પછીથી કદાપિ પુનર્લગ્નનો કાયદો રદ થયો નહીં.

સુરેશ કાલક્રમે રાજપુરોહિત થયો અને ત્યારે રાજા હમેશાં તેને કહેતો: "કવિ! આખરે તારી ભાવના તેં સિદ્ધ કરી છે!"



ડીસેમ્બરની તા ૩૧ મીની સાંજ પડવા આવી હતી પાંચ વાગવાને, થોડીવાર હતી

નૂતન મીલના સંચાઓનો કર્કશ અવાજ કારકુનો અને કામદારોના કાન ઉપર અથડાઈ પાછો ફરતો હતો કોઈ નવા આવનારને તો એ અવાજમાં ઘડીભર પણ ઉભા રહેવાનું મન ન થાય, પણ રોજની ટેવથી ટેવાઈ ગએલા કારકુનો અને કામદારોને એ અવાજમાં કશી નવીનતા લાગતી નહોતી.

હરિપ્રસાદ સમય પૂરો થવાની રાહ જોતો બેઠો હતો તેની માતા બિમાર હતી, એટલે તેનું ચિત્ત કામમાં લાગતું નહોતું તે સર્વ કામ યંત્રવત્ કરી રહ્યો હતો

ઓફીસની બારીમાંથી ચોગાનમાં કામ કરતા મજુરો ઉપર તેમજ મીલના છાપરા ઉપર તે શૂન્ય દૃષ્ટિએ જોતો બેઠો હતો, તેવામાં સિપાઈએ આવી તેના હાથમાં કવર મૂક્યું

તેણે યંત્રવત્ કવર લીધું અને બુકમાં સહી કરી આપી. કાંઈ પણ ધ્યાન વગર તેણે કવર ઉઘાડ્યું અને અંદરનો કાગળ વાંચતા જ તેની આંખો ફાટી ગઈ, કાગળ તેના હાથમાંથી ટેબલપર પડી ગયો

પોતે સ્વપ્ન અનુભવતો હતો કે સાચેસાચી સૃષ્ટિમાં હતો તે પોતે નક્કી કરી શક્યો નહિ

ફરીથી તેણે કાગળ લીધો અને ધારીધારીને વાંચવા માંડ્યો

કાગળ ટુંકો જ હતો—માત્ર ચાર કે પાંચ લીટીનો, પણ હૃદયને સખ્ત આઘાત પહોંચાડે તેવો હતો

ઓફીસના મેનેજરે, ફેબ્રુઆરીથી તેના પગારમાં રૂ ૧૦ નો ઘટાડો કરવાની આપેલી એ નોટીસ હતી.

હરિપ્રસાદને મીલની પાંચ વર્ષની નોકરી પછી માસિક રૂ ૬૦નો પગાર મળતો હતો અને એટલા પગારના બદલામાં તેને કામ સખ્ત કરવાનું હતું. ઘરમાં તેની વૃદ્ધ માતા હતી. પોતે પરણેલો હતો, અને વળી બે છોકરાંનો બાપ હતો; એકની ઉમ્મર ૧૦ અને બીજાની ૭ વર્ષની હતી. છોકરો ગુજરાતી ત્રીજા ધોરણમાં ભણતો હતો અને છોકરી પહેલા ધોરણમાં ભણતી હતી.

આવી કુટુમ્બજાળને કારણે ૬૦ રૂ. માં તે માંડ માંડ કરકસરથી પૂરૂં કરતો હતો, તંદુરસ્ત અને સુખી જીવન ગાળી શકાય એવી તેની સ્થિતિ નહોતી.

આથી તે મનમાં બળ્યા કરતો. ક્વચિત્ ભાગ્યને દોષ દેતો તો ક્વચિત્ મીલના શેઠ પ્રત્યે ઘૃણાદષ્ટિથી જોતો. પણ એમ કરવાથી પગાર વધે એમ નહોતું.

તેણે આવતી કાલે શેઠને મળી પગાર વધારવાની માગણી કરવાનો વિચાર કરી રાખ્યો હતો, ત્યાં તો ઘટાડવાની જ નોટીસ મળી ગઇ! અને તે પણ રૂ. ૧૦ જેવી મોટી રકમની કાપકુપ! ૬૦ રૂ. માં જે પરાણે પૂરૂં કરતો, તે હવે રૂ. ૫૦ માં ઘરનિભાવ કેમ કરી શકશે?

તેની આંખે તમ્મર આવવા લાગ્યાં. તેનું મગજ કંઇકંઇ ભ્રમણાઓમા પડી ગયું. ખુરશીમાંથી ઉઠવાની તેનામાં શક્તિ જણાતી નહોતી, છતાં તે ઉઠયો અને સિપાઇને બોલાવી શેઠ ઓફીસમાં છે કે નહિ તેની તપાસ કરાવી; પણ શેઠ તો ઓફીસમાંથી હૂકમો છોડી, કાગળિયાંમાં મતાં મારી ક્યારનાય ચાલી ગયા હતા.

હરિપ્રસાદના મનમાં એમ હતું કે શેઠને મળી આજીજી કરીશ, સમજાવીશ, ઘરની સ્થિતિથી વાકેફ કરીશ; એટલે કદાચ આ નોટીસ રદ કરશે, પણ અત્યારે તો ખિન્ન ચિત્તે ઘેર ગયા સિવાય બીજો માર્ગ નહોતો.

"પગાર વધારવાની આશા હતી, ત્યાં રૂ ૧૦ નો કાપ આવી પડ્યો! કોનો વાંક કાઢવો? ભાગ્યનો? સમાજ વ્યવસ્થાનો? નસીબનો?" એ પરંપરામાં તે ગૂંગળાતો હતો.

* * *

"દાદા, મારે માટે ચામડાની બેગ લાવ્યા છે?" છોકરાએ બાપનો હાથ પકડતાં પકડતાં આશાભરી આંખે પૂછ્યું.

"દાદા, મારે પણ બેગ જોઈએ જોઈએ. પેલી મણીને કેવી મજાની બેગ છે! મને એવી જ બેગ અપાવજે હોં!" છોકરીએ પોતાની ઈચ્છા બાપને દર્શાવી.

હરિપ્રસાદે નિઃશ્વાસ નાખ્યો, પણ તે બાળકોથી છુપી રીતે.

કપડાં ઉતારી હરિપ્રસાદ માતાની પથારી આગળ જઈ બેઠા અને માની ખબર પૂછી. તેની તબિયત ઠીક હતી. હરિપ્રસાદને એટલું નાનું આશ્વાસન પણ મહત્ત્વનું લાગ્યું.

"તમે બા માટે દવાની બાટલી લાવ્યા કે ભૂલી ગયા?" સૌભાગ્યવતીએ ટકોર કરતાં કરતાં પૂછ્યું.

"હા, લાવવાનું ભૂલી જ ગયો! હવે?" હરિપ્રસાદે ખોટો ઉત્તર આપ્યો. ખોટું બોલવાની તેને જરૂર લાગી.

"વૈદ્ય સવારના આવ્યા હતા. તેમણે માજીની નાડ તપાસીને કહ્યું છે કે હવે એમનામાં રોગ રહ્યો નથી, માત્ર અશક્તિ છે. એટલે દવાની સાથોસાથ દૂધ પાતાં રહેવાનું કહ્યું છે. અનાજ આપવાની ના પાડી છે. વાસ્તે રોજ કરતાં આજથી સવારમાં અડધો શેર વધારે દૂધ લેવું પડશે."

હરિપ્રસાદ બોલ્યો નહિ, પણ સંમતિદર્શક માથું હલાવ્યું. ના પાડવાની તેની ઈચ્છા ન હોતી, તેમ હિંમત પણ ન હોતી.

તે રાત્રે હરિપ્રસાદને ઊંઘ ન આવી. તે લગભગ આખી રાત વિચારમાં ને વિચારમાં જ પડખાં ફેરવતો રહ્યો. તે વિચારતો હતો:

"પગારમાં ઘટાડો શા માટે થવો જોઇએ ? અને તે પણ આવા સારા સમયમાં ? શેઠને કાલે મળીને બધી વાત સમજાવીશ, એટલે જરૂર તે નોટીસ રદ કરશે. એ પણ માણસ છે ને ? એમને પણ કુટુંબ છે ને ? શું મારી આટલી વિનતિ શેઠ નહિ સ્વીકારે ? લાખોના નફામાં વાર્ષિક રૂ. ૧૨૦ નો અવકાશ નહિ હોય ! જોઇ લઇશ !"

* * *

વળતે દિવસે નવી આશાના ઉત્સાહમાં હરિપ્રસાદ ઓફીસમાં ગયો અને કામે લાગ્યો; પણ કામમાં ચિત્ત ચોંટતું નહોતું. શેઠને કેવી રીતે મળવું, કેવી રીતે તેમની પાસે વાત કરવી; એ જ વિચારો તેના મનમાં વારંવાર આવ્યા કરતા હતા. શેઠની આગળ કેવી રીતે વાત કરવી તે તેણે મન સાથે બેચાર વાર નક્કી કરી નાખ્યું અને બે વાગે શેઠ આવ્યા કે તરત પોતે ચિઠ્ઠી મોકલી શેઠને મળવાની રજા માગી.

રજા મળતાં તે શેઠની ઓફીસમાં ગયો. સ્પષ્ટ વાત કરી નાખવાનો તેણે નિશ્ચય કર્યો હતો, છતાં તેના પગ ધીમા પડતા હતા અને તેનું હૃદય ધડકારા મારતું હતું.

"કેમ, હરિપ્રસાદ, શું છે ?" હરિપ્રસાદને અંદર આવતાં જ શેઠે પ્રશ્ન કર્યો.

"આપે મારા પગારમાં ઘટાડો કર્યો છે તે બાબતમાં મારે આપને કહેવાનું છે." હરિપ્રસાદે વિનયથી વાત કરવા માંડી.

"બોલો, શું કહેવાનું છે ?" શેઠ હરિપ્રસાદ તરફ તાકી રહ્યા.

"૬૦ રૂ. ના પગારમાં તમે ૧૦ નો ઘટાડો કરો એટલે મને માત્ર ૫૦ મળે. તેમાંથી કુટુંબનું મારે પૂરું કેમ કરવું ? ૬૦ રૂ. માં પણ હું માંડ માંડ પૂરું કરતો હતો, તો રૂ. ૫૦ માં શી રીતે ચલાવી શકીશ ?"

"હરિપ્રસાદ, એ તમારે જોવાનું છે, મારે નહિ. કરકસર કરી ચલાવવું; બીજું શું થાય !"

" પણ ખાવાપીવામાં કરકસર કેટલી કરવી ? ઘરમાં અમે ત્રણ મોટાં અને બે છોકરાં : તેમને મહિને હાડે રૂ ૬૦ શા હિસાબમાં ! તમારે કાંઈક વિચાર તો કરવો જોઈએને ? હું તો આજે પગારમાં વધારો કરવાની માગણી કરનાર હતો. ત્રણ ત્રણ વરસથી પાઈનો ય વધારો થયો નથી, ત્યાં તમે ઉલટી ઘટાડાની વાત કરો છો ! "

" શું કરૂં ? વધારો કોઈને ક્યાં આપ્યો છે ? નફો હોય તો વધારો અપાયને ? અને હરિપ્રસાદ, સારૂં છે કે મેં તમને રજા નથી આપી, બાકી આ મંદી કેટલી છે તે તમે જાણો છો ? કાપડના ગંજ પડ્યા છે, પણ ઉપાડ ક્યાં છે ? મીલ બંધ કરવાનો વારો ન આવે તો ઈશ્વરનો ઉપકાર ! "

" પણ ૫૦ રૂ. માં મારૂં પૂરૂં નહિ થાય. વળી હમણા તો મારી માતા પણ બિમાર છે; એટલે ઉલટું ખર્ચ વધ્યું છે. સ્વદેશીની ચળવળને અંગે કાપડનો ઉપાડ તો સારો છે. ભાવ પણ પ્રમાણમાં ઠીક છે, જુઓની, હમણાં જ આપણે નવી શાળો દાખલ કરી અને બે શીફ્ટથી કામ લેવા માંડયું છે—અને કહું ?—" હરિપ્રસાદની આંખમાં જૂદો જ ચમકારો દેખાયો. તે ફાટી આંખે શેઠ તરફ જોઈ રહ્યો હતો. શેઠની લુચ્ચાઈ ઉપર તેને તિરસ્કાર આવ્યો.

હરિપ્રસાદને આવી વિચિત્ર સ્થિતિમાં જોઈ શેઠ મનમાં મુંઝાયા; છતાં બોલ્યા : " કહી નાખોને, પણ જે કહો તે ટુંકામાં અને વિચાર કરીને કહેજો. "

" ઘણો વિચાર કર્યા પછી જ કહું છું. તમે મુંબઈથી બીજી નવી શેવરોલે મંગાવી, તે શું નફો મળ્યા વગર ? ખોટ જતી હોય તો તમે વધુ મોટર મંગાવો ખરા ? ૧૦ થી ૧૨ હજાર મોટર પાછળ ખર્ચવા તમને નાણાં મળી રહે છે, ને તમારા નોકરના પગારમાં વધારો કરવાની વાત તો બાજુએ રહી, પણ ઘટાડો કરવાનું સૂઝે છે ! આનું નામ જ મૂડીવાદ !" હરિપ્રસાદ ઉશ્કેરાઈને વાત કરતો હતો.

શેઠ ઘડીક તો નિરુત્તર બની ગયા. હરિપ્રસાદની વાત તેને સાચી લાગી, પણ મૂડીનો મદ પોતાની ભૂલ કબૂલ કરવા દે તેમ નહોતો !

"હરિપ્રસાદ, મેં તમને ઉપદેશ કરવા બોલાવ્યા નથી. મારા અંગત ખર્ચ બાબત માથું મારવાનું તમારૂં કામ નથી. તમે તમારૂં કામ કરો, નહિ તો—"

"રજા આપશો, એમ ને?" તમારાથી થઇ પણ એ જ શકશે. કોઇનું સારૂં કરવાનું નહિ બની શકે." હરિપ્રસાદ વધુ ઉશ્કેરાતો જતો હતો અને પોતે શું બોલી રહ્યો હતો તેનો તેને ખ્યાલ નહોતો.

"તમે વધુ પડતું બોલો છો, સામાન્ય વિનયથી મર્યાદા વટી જાઓ છો. બસ, હવે વધુ વાતચીત કરવાની મને ફુરસદ નથી." શેઠે ટુંકમાં પતાવ્યું.

"હું વધુ પડતું બોલતો હોઇશ, તો તમે અન્યાય ક્યાં નથી કરતા? હું વિનયની મર્યાદા વટી જતો હઇશ, તો તમે માનવતા ભૂલી જાઓ છો! તમને વાતચીત કરવાની ફુરસદ ન હોય, કારણ કે તમારે પૈસા ક્યાં વાપરવા તેનો જ માત્ર વિચાર કરવાનો છે; પણ મારે પૈસા ક્યાંથી મેળવવા તેની ચિંતા કરવી પડે છે, એટલે મારે તો વાતચીત કરવાની ફુરસદ છે. બોલો, તમે શું કહો છો? મારી મા બિમાર છે, બેઉ છોકરાં ભણે છે, ઘરમાં બૈરી છે; એ બધાંનું પોષણ હું રૂ. ૫૦ માં કેવી રીતે કરૂં? તમે જ મને સમજાવો. લ્યો, આ મારા ખર્ચનો હિસાબ અને તમે જ મને કહો કે એમાં કોઇ વધુ પડતું ખર્ચ છે, તો હું તે કમી કરૂં." આમ કહી હરિપ્રસાદે પોતાના ગજવામાંથી કેટલાંક ખીલો શેઠની સામે ધર્યાં.

તેના ઉપર નજર સુદ્ધાં કર્યા વગર શેઠ બોલ્યા: "તમે ગમે તેટલું ખર્ચ કરો, તેથી શું થયું? હું બીજું કાંઇ ન સમજું. તમને પોષાય તો રહો, નહિતર રજા લો." શેઠ હવે સાચે જ માણસ મટી 'શેઠિયા' બનતા જતા હતા.

'રજા લો' એ શબ્દ કાને પડતાં જ હરિપ્રસાદનો પિત્તો વિશેષ ઉકળી આવ્યો. પોતાની વિનતિ માન્ય થવાની વાત તો બાજુએ રહી, પણ પાણીચું પરખાવવાની વાત આવી ઉભી! તેની આંખ આગળ પ્રકાશ છતાં અંધકાર દેખાયો. તેની બિમાર માતા સ્મૃતિપટ ઉપર

આની પડી મે ઓડ । 'બાપુ ! બાપુ !' ની વગગતા દેખાયા ! નેહ-ભરી પણ દયામણી આમોથી પોતાને નિહાળતી પ્રિયતમા તરફ દેખી ! તે ક્રોધથી, લાચારીથી આવેશમા આવી ગયો

મહામુસીબતે ગાયની ગળેના પ્રથમ તણે ખોલ દીધો તે ખુરશી પરથી ઉભો થઇ બોલ્યો 'શેઠ ! તમે ભયંકર અન્યાય કરી રહ્યા છો !"

' ઈશ્વરે તમને ન્યાય કરવા નથી મોકલ્યા એટલું સારૂ છે !' શેઠે કટાક્ષમા જવાબ આપ્યો

"સારૂ જ છે, નહિતર તમારા જેવાને આસમાન જ મોકલી દેત !"

" કેમ, હરિપ્રસાદ ! કાંઇ મગજ ઠેકાણે નથી કે શુ ? જાઓ છો કે ધક્કો મારી બહાર કાઢુ ?" શેઠ એમ હરિપ્રસાદથી ગાંજ્યા જાય તેવા નહોતા

" હા, જ્યારથી રજાની નોટીસ મળી છે ત્યારથી મારૂ મગજ ઠેકાણે નથી કઈ વડીએ શુ કરીશ તેનુ પણ મને ભાન નથી"

" તો એવા માણસનુ મારી ઓફીસમા કામ પણ નથી જાઓ, આજથી જ તમને રજા આપુ છુ !" કહી શેઠે ટકોરી વગાડી, એટલે બહારથી ભૈયો અંદર આવ્યો તેને ઉદ્દેશીને શેઠ બોલ્યા "આમને લઈ જાઓ અને ફરીથી મારી ઓફીસમા આવવા ન દેતા'

ભૈયાએ હરિપ્રસાદ તરફ જોઈ પોતાની સાથે ચાલવાની ઈશારત કરી હરિપ્રસાદ ખુરશીમાથી ઉઠ્યો, પણ જતા જતા બોલી ગયો .
" ઇશ્વરને ઘેર ન્યાય હશે તો આનો બદલો તમને જરૂર મળશે અને નહિ ન્યાય મળે તો મેં-બાળકો-ભવિષ્યમા -અમે-કામદાર તમને-તમારા છોકરાઓને બદલો આપીશુ '

શેઠને ઈશ્વરનો, તેના ન્યાયનો કે ભવિષ્યનો વિચાર કરવાની ફુરસદ નહોતી-જરૂર પણ નહોતી.



ી સ્નાન કરતાં નવ વાગ્યા. 'ફ્રિટિન અપ' બરાબર નવ વાગે × × × સ્ટેશનપર આવતી હતી. હજી ગાર્ડસાહેબની l હાજરી થવાની હતી. 'જલદી લાવ' એવી તેમણે બૂમ પાડી, l મોડું થઇ જવાથી સાહેબની તબીયત પણ જરા ગરમ થઈ હતી. ો ખાવાના પદાર્થો પણ છેક ખરાબ થએલા. 'ઓ ક્યા હય, ાર ! બટર બિલકુલ ખરાબ ! લે જાઓ ! સાલા, ફેંક દો !' એમ ો સાહેબ તુરત ઉઠ્યા. તે વખતે ઘડિયાળમાં સાડાનવમાં ફક્ત પાંચ ાનિટ બાકી હતી. હેટ મૂકીને સાહેબે જેમતેમ ગાડી પકડી !

બે ત્રણ સ્ટેશનો ગયાં ત્યાં સુધી તો સાહેબને કંઇ જણાયું નહિ, પણ પછી સવારે છોટી હાજરીની બરાબર હાજરી ન લેવાવાથી તેમને ઘણી જ ભૂખ લાગી. ઘેર પહોંચતાં છ વાગશે ! વળી ગાડીનો ચાર્જ લેતી વખતે સાહેબે જોયું હતું કે ગાડીની બ્રેકવ્હૅન કેરીનાં પાર્સલોથી ચિકાર ભરેલી હતી. તે કેરીની મોસમ હતી. × × × ભાગમાં કેરી સારી જાતની થતી હોવાથી ત્યાંથી હમેશ પાર્સલો રવાના થતાં. પાકેલી કેરીની મધુર સુવાસે ગાર્ડ સાહેબને સ્વસ્થ બેસવા દીધા નહિ ! વળી ભૂખ પણ સખત લાગેલી. એટલે છેવટ, તેમાંથી થોડીક કેરી ખાવી એવી ઇચ્છાથી સાહેબ બ્રેકવ્હૅન પાસે ગયા. બારણું ઉઘાડતાં જ તેમાંની કેરીની મધુર સુવાસે તેમને મોહિત કરી મૂક્યા અને પ્રસન્ન અંતઃકરણથી તેમણે એક કરંડિયામાં હાથ નાખ્યો. ચાકુવતી કરંડિયા પરની દોરડીઓ કાપી, અંદરથી આંબાનાં પાન ફેંકી દઇ 'ડિસોઝા' સાહેબ ચાર મોટી કેરી એક રકાબીમાં કાઢીને ખાવા લાગ્યા. ગાડી એક નાના સ્ટેશને ઉભી રહી. સ્ટેશન માસ્તર નરસિંહરાવ ગાડી 'પાસ' કરવા માટે ધોતીઉં સખું કરતા અને પોતાની ચંપલો પટપટાવતા ગાર્ડના ડબ્બા આગળ આવ્યા.

"Good morning, મિ. ડિસોઝા ! any Parcels ?" (કંઈ પાર્સલ વગેરે !) 'નન્'–' કુછ નહિ.' સાહેબ કેરી ખાતા જ બોલ્યા.

'વાહ ! કેવી સરસ સોરમ છે ! કેરી જણાય છે !! પાર્સલ આંહીંની જ ને સાહેબ ?' માસ્તર સાહેબના મોંમાં પાણી છૂટ્યું.

કેરી દરેકના હાથમાં આપી. પણ તેટલેથી સમાધાન નહિ થવાથી, છોકરીઓએ કહ્યું, "સાહેબ, હજી આપો, બીજાં પાન આપશું"—એવો તગાદો લગાવ્યો. આખરે તેમના રૂમાલમાં માય એટલી કેરી ભરી આપી, અને ગાડી પણ ચાલવા લાગી.

આવી રીતે દરેક સ્ટેશનપર કેરી વહેંચતા અને મરજી મુજબ પોતાના પેટમાં પણ નાખતા સાહેબે કરંડિયો લગભગ ખલાસ કર્યો.

દસ પંદર કેરીવાળો તે કરંડિયો એક મોટા જંક્શન પર નામને ખાતર ઉતાર્યો, અને તે હકીકત પોતાના દોસ્ત સ્ટેશનમાસ્તરને કહી. તે માસ્તરસાહેબે પણ તેમાંની કેટલીક પોતાને ઘેર મોકલી આપી અને પૂછ્યું: "પણ સાહેબ, તમે આ એક જ પાર્સલમાંથી કેરી શાથી પસંદ કીધી? શું બીજાં પાર્સલો નહોતાં?

'અરે પણ આ કેરીની વાસ જ એવી કંઇ Beautiful હતી!! વળી બીજાં પાર્સલોમાં આવી સુન્દર કેરી હશે જ એની ખાતરી શી?'

'તે પણ ખરૂં! જુદા જુદા પાર્સલોવાળા માણસો તરફથી ગાળો ખાવા કરતાં એક જ માણસની ખાવી સારી! હેં હેં હેં' માસ્તરસાહેબ હસવા લાગ્યા.

પછી વજનને ખાતર સ્ટેશનમાસ્તરે તે કરંડિયામાં કેટલાક પથરા ભરી મૂકયા. અને કોઇને ખબર ન પડે તેટલા ખાતર તે પાર્સલ હતું તેમ શીવી દીધું.

યોગ્ય વખતે ગાડી × × × સ્ટેશનપર આવી પહોંચી. ગાર્ડ સાહેબની ડયુટી એ સ્ટેશને પૂરી થતી હોવાથી ચાર્જ આપીને સ્ટેશનના રેસ્ટોરાંમાં ચા વગેરે નાસ્તો લઇ ગાર્ડસાહેબ સાતેક વાગે ઘેર જવા નીકળ્યા. પણ રસ્તામાં જ તેમને કેટલાક મિત્રો મળ્યા. આ દોસ્તો 'મદિરામંડળ'ના હતા. તેમણે ડિસોઝા સાહેબને પોતાના મંડળમાં ખેંચ્યા. પછી આઠ-સાડાઆઠ વાગે લટ્ટુ થઇને પોતે ઘેર પધાર્યા. ઘેર માત્ર તેમની મા હતી—સાહેબ હજી પરણ્યા નહોતા. ઘેર આવીને જુએ કે તો ડોસીમા ગુસ્સામાં બેઠેલાં હતાં! પાસે જ એક કેરીનું ખાલી

પાર્સલ—એ ત્રણ કેરીઓ અને પથરાનો ઢગ પડેલો હતો! થોડાંક આંબાનાં ડાંખળાં ને પાન પડેલાં હતાં!

છોકરાને જોઈને ડોસી બોલી, 'આ જોયું કે?' તે પોતાનું એ પરિચિત પાર્સલ જોઈને ડિસોઝા સાહેબ મુંઝવણમાં પડ્યા અને આશ્ચર્યથી બોલ્યા: 'મા, આ પાર્સલ અહીં ક્યાંથી આવ્યું?'

'શું કહું ભાઈ! આ તારી રેલવેના ચોરોનું જ પરાક્રમ! તારા ભાવી સસરા તરફથી આજે કાગળ આવ્યો હતો કે એક સો હાફુસની કેરીનું પાર્સલ રવાના કર્યું છે. ફ્રિન્ટિન અપમાં એ આવ્યું. પણ જોઉં છું તો તેમાં પથરા! મુવાઓએ મારી સોના સરખી કેરી તફડાવી લઈ પાર્સલમાં પથરા મૂક્યા! બદમાશ ક્યાંના! રેલવેના ચોર! તપાસ તો કર કે ફ્રિન્ટિન અપનો ગાર્ડ કોણ હતો?'

હવે જ સાહેબના ધ્યાનમાં આવ્યું કે બીજાનું સમજીને જે પાર્સલમાંથી પોતે કેરી ખાધી અને ઉદારતાથી બીજાઓને વહેંચી હતી તે પોતાનું જ પાર્સલ હતું! અટકતે સ્વરે સાહેબ બોલ્યા: 'હું...હું જ હતો ફ્રિન્ટિન અપનો ગાર્ડ!'

'તું જ હતો, તો આટલી વાર ક્યાં હતો? અને આ કેરી કોણે ચોરી?'

'ન...નહિ...મેં જ એ કેરી ખાધી.' 34325

'તેં ખાધી! એટલી બધી કેરી તેં ખાધી?' ક્રોધના આવેશમાં ડોસી બોલી: 'અરે ભાઈ, તું તે શુદ્ધિમાં છે કે નહિ? આટલી બધી કેરી તે આ રીતે ખાધી! જા, કાલે સવારે તપાસ કરીને રિપોર્ટ કર. એ મુવાઓને આમ છોડી દેવા નહિ જોઈએ!' બેશરમ! રેલવેના ચોર!'

આ વખતે ગાર્ડ સાહેબની મુખમુદ્રા જોવી પડવા જેવી લાગતી હતી! વાંચકો, આવા સાહેબો જે ગાડીપર હોય છે ને ગાડીમાંનાં પાર્સલો અને ખાસ કરીને કેરીનાં પાર્સલો!' તદ્દન 'સલામત' જાય છે!!

પણ સાહેબનાં ડોસીમા તો હજુ ય 'રેલવેના ચોરો'ને સરસ્વતી સંભળાવી રહ્યાં છે.'*

* 'સુચિત'

---

થઇ કોઇની સાથે દૃષ્ટિમિલન થતાં નીચે પડી જતી હતી. પણ આ દૃશ્ય લાંબો સમય ટકી શક્યું નહિ. અતિથિને લાવનાર પુરોહિતો તેને લઇ ચાલ્યા ગયા.

તથાપિ આટલું ઓછું હતું ?

એનું નામ લક્ષ્મી. તેને ચોથું વર્ષ બેઠું ત્યારથી સ્મરણશક્તિનો વિગતવાર ઇતિહાસ પોતે આપી શકતી હતી. તે સાત વર્ષની થઈ. કુલીન બ્રાહ્મણ વિધવાની તે પુત્રી. તેને તેની મૃત માતાનો અવાજ આજ પણ સંભળાતો હતો.

" બેટા, તારું શું થશે ? હું ગરીબ–નિરાધાર વિધવા તારે માટે પહેરામણી ક્યાંથી લાવી શકીશ ? અને પહેરામણી સિવાય તારું લગ્ન પણ અશક્ય છે; છતાં હું તને એવે સ્થળે તો ન જ આપી શકું કે જ્યાં ત્હારે લજ્જાસ્પદ સ્થિતિમાં રહેવું પડે. રે ! એ તો મૃત્યુથી પણ ભયંકર કલ્પના ! "

પછી તો તેની માને દમનો રોગ શરૂ થયો. એક અંગ્રેજ બાનુ ડૉક્ટરે તેને મદદ આપી. તે કહેતી : " તમારે, બ્હેન ! આરામની ખૂબ આવશ્યકતા છે. રજા આપો તો હું લક્ષ્મીને મારે ઘેર લઇ જાઉં. મારી સાથે હું તેને રોજ રોજ લેતી આવીશ, અને તેની સારી પેઠે માવજત કરીશ. "

તે પછીનો બીજો આ દુઃખદ પ્રસંગ–જ્યારે બાનુ ડૉક્ટર બ્હાર ગયાં હતાં, ત્યારે સુંદર વસ્ત્રોમાં દીપતી એક હિન્દુ સ્ત્રી હાથનાં કાંડાં ઉપર કિંમતી બંગડીઓ પહેરી ત્યાં આવી હતી, તે દેવદાસી હતી. તેણે કન્યાની માતાને જુદી જ વાત કરી.

" તમે છેલ્લી મુસાફરીએ જ જાઓ છો ? ભલે જાઓ. લક્ષ્મીને મારી સાથે લઇ જવાની જો તમે સંમતિ આપશો, તો હું તેને પ્રભુ સાથે પરણાવી દઇશ. એટલે તેને અવનવાં વસ્ત્રો પહેરવાનાં મળશે, અનુપમ ઝવેરાત એનાં જ બનશે; અને તેની જ સાથે તે સૌની પૂજ્ય બનશે. તમારી જેમ વિધવા તો એ કદી બનશે જ નહિ. હિન્દુસમાજ જેને અપશુકનિયાળ માને છે એવા અપમાનમાંથી એ સદાને માટે

સિવાય કશું જ નહોતું. લક્ષ્મીને આ ગીતો પસંદ નહોતાં. કારણ કંઇપણ જાણ્યા જણાવ્યા સિવાય તે તેની વિરૂદ્ધ હતી.

એક દિવસ તે બરાડી ઉઠી: "મારાથી આ નહિ ભણી શકાય."

"નહિ ભણે ? એટલે ?" તેની નવી માએ કહ્યું. તેની જીંદગીમાં આ પહેલો જ ફટકો હતો.

બીજી બાળાઓ પણ ઇન્કાર કરતી હતી, એથી શું ? એક બાર વર્ષની 'તારા' હતી, તારાનો પિતા ધનાઢ્ય હતો અને તેણે પુત્રપ્રાપ્તિ માટે પ્રભુના આર્શીર્વાદ મેળવવા તેને દેવ સાથે પરણાવી દીધી હતી. તારાના દુઃખનો પાર નહોતો.

એક દિવસ તેણે લક્ષ્મીને કહ્યું: "તું સમજતી નથી, પણ હું હવે બધું સમજું છું, હું બીકણ નથી–મને હવે કશાનો ભય રહ્યો નથી. મને તેઓ દેવદાસી બનાવી શકશે જ નહિ, અને તે તું જોશે."

તે જ રાત્રે આશ્રમના એકાન્ત ઓરડામાંથી કોઇ બાલાની ભયંગ્રસ્ત ચીસો સંભળાઇ. ક્રોધ અને વેદનાની એ ચીસો હૈયાની આરપાર ઉતરી જતી હતી.

"એ તો નાની લીલી ! તેને આટલી જલ્દીથી દેવદાસી બનાવવાનું ફૂલ આ પુરોહિત માટે ઉતાવળભર્યું છે. તેમાં તેનો આમ નાશ કરવાથી એ એના કિમતી દેહનો જલ્લાદ બને છે." લક્ષ્મીએ તેની "મા"ને પરોક્ષ બબડતી સાંભળી.

પણ તારા બોલી: "લીલી એટલી સુંદર છે—તારા કરતાં ય ન્હાની હોય તેનું તેમને શું ? એથી તેનો કંઇ બચાવ થઇ શકે ખરો ? ત્યાં લગી પુરોહિત રાહ જોઇ શકે નહિ. હવે મારૂં કથન યાદ રાખજે અને જોજે: હવે મારો વારો છે. હું મારી જાતને બચાવીશ."

બીજે દિવસે સવારે તેઓએ તેનું શરીર કૂવામાં તરતું જોયું, તેણે એ રીતે આપઘાત કરી તેના દેહનું લીલામ થતું અટકાવ્યું.

લક્ષ્મીના શિક્ષણનો સમાપ્તિકાળ આવી પહોંચ્યો હતો. દેવને મનરંજન કરવાની નૃત્ય વગેરેની કળા એણે અપનાવી લીધી હતી. તેનામાં દુનિયાદારીની સમજ પૂરતા પ્રમાણમાં આવી ગઇ હતી અને સાથે જ તેના ભોગનો વારો પણ આવી પહોંચ્યો હતો !

તે તેનો ભૂતકાલીન ઇતિહાસ ભૂલી શકે એમ નહોતી; પણ હવે તેને દેવની સાથે પરણાવી દેવામાં આવી હતી અને જો કે તેને આજ લગી લીલીના કિસ્મતનો અનુભવ મળી શક્યો નહોતો; છતાં તેને ઝાઝી વાર પણ નહોતી. આ પારાવાર દુઃખથી તેને નિરાંત નહોતી.

લક્ષ્મીના શિયળનો આજ રાત્રે ભોગ અપાવાનો હતો, એટલે તેણે રાત પડતાં નોકરનો પોષાક પહેરી લઇ ખૂબ હોંશિયારીથી ઘર બહાર નીકળી જવાનું નક્કી કર્યું.

જાત્રાળુઓના ટોળામાં ભળી જઇ, તે અંદર ને બહાર ઘૂમવા લાગી. કઇ ઘડીએ તે પકડાઇ જશે તેની ધાસ્તી તેને ખૂબ હતી. તેનાથી દોડાય તો નહિ જ, કારણ કે તેમ કરે તો સંભવ છે કે પકડાઈ જાય, તેથી તે એક ઓછી વસ્તીવાળી સાંકડી ગલીમાં ઘૂસી જઇ છૂપાઇ જવાની પેરવીમાં રહી.

પણ તેના ખભા ઉપર કોઇ બદમાશનો હાથ પડ્યો હોય એમ સમજી જોરથી દોડી. તેણે લક્ષ્મીને તેના તરફ ખેંચવા પ્રયાસ કર્યો. આમ કરવાથી તેનો મૂળ પોષાક ઉઘાડો થયો.

"કોણ? દેવદાસી? છટકી જાય છે?" તેની પાછળ દોડતાં પેલો બદમાશ બરાડી ઉઠ્યો, અને તુરત જ તેની પાછળ જાત્રાળુઓનો સંઘ પણ દોડ્યો.

લક્ષ્મી દોડ્યે જ જતી હતી. ભયગ્રસ્ત લક્ષ્મી તેનામાં હતું તેટલું જોર એકઠું કરી ખૂબ દોડી. તે શ્વાસભરી દોડતી હતી. તેની આસપાસ સારી દુનિયા ચકરાતી હતી:

"ઊંડા અધારેથી, પ્રભુ! પરમ તેજે તું લઈ જા;
મહામૃત્યુમાંથી અમૃત સમીપે, નાથ! લઇ જા."

તે શ્વાસભરી ગાતી હતી. પરંતુ આ શિકારની પાછળ શિકારીઓ દોડ્યા આવતા હતા. તે થાકીને લોથપોથ થઇ ગઇ હતી.

—અને આખરે તે પકડાઇ ગઈ.

પાસેના મકાનમાંથી પેલી વિદેશી બાઇ બહાર આવી. લક્ષ્મીએ તેને જોઈ અને છેલ્લા ડચકા સાથે પહોળા કરેલા સત્કારના બાહુના

હાથમાં જઇ કૂદી પડી : બોલી : " પ્રભુને નામે હું તમારૂં શરણ શોધું છું."

તે મહિલાએ ટોળા સામે વક્ર—ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેરી. તે ગર્જી ઉઠી : " આનો શો અર્થ ? " તેણે જવાબ માગ્યો.

" એ દેવદાસી છે—એ પ્રભુની વેશ્યા છે! તે અમારા દેવની દાસી છે, તે નાસી આવેલી છે, અમને તે પાછી સોંપી દો ! અહીં જ તેને સ્વાધીન કરો ! અમે તેને અમારા પુરોહિત પાસે રજુ કરીશું ! " આમ ઘણા અવાજો આવ્યા. તે બધાય ધમકીના જ હતા.

પણ તે બાઇ ક્રોધથી ગર્જી ઉઠી :

" આ બાળાએ પ્રભુને નામે મારૂં શરણ શોધ્યું છે ! જાઓ; હઠી જાઓ. "

ક્ષણભર બધા થંભી ગયા. પછી તો સૌ ધીમે ધીમે બબડતા બબડતા વેરાવા લાગ્યા. છેવટે તે વિદેશી મહિલા, લક્ષ્મીને પોતાના અંકમાં લીધી. તે નિર્ભય બની.

"અહા ! હું શું કરૂં ? તમે પ્રભુને નામે મને બચાવી છે. તમારા ધર્મના પ્રભુને માટે હું શું કરૂં ? તેને માટે હું નાચું ? ગાઉં ?" લક્ષ્મીએ નિરાંતનો શ્વાસ લેતાં કહ્યું.

એક વર્ષ લગી તો લક્ષ્મીની આ ભ્રમણા રહી. ત્યાર પછી તે સુખી બની. આ વિદેશી મહિલાના આશ્રય નીચે રહી જે પાઠ તેને મળ્યો, તેનો તેણે સદુપયોગ કર્યો. " દેવદાસી "ની પ્રથા જે રીતે પ્રભુને નામે ચાલે છે તને નિર્મૂળ કરવા અને કુમળી બાળાઓના એ રીતે પાખંડી પુરોહિતો ભોક્તા બને છે તેમાંથી દેવદાસીઓને બચાવવા માટે તેણે તેનું જીવન સમર્પણ કર્યું અને આજે પણ ધિક્કાર તથા ભયગ્રસ્ત પ્રણાલિકામાંથી મુક્તિ અપાવવાના આશયે તેનું આ પુણ્યકાર્ય વિસ્તરે અને નાશ ન પામે તેની ખાતર નામ અને યશની પરવા કર્યા સિવાય સૌએ ઉપાડી લેવાની અનિવાર્ય જરૂર છે.



## ૧

### રાધે–કૃષ્ણ કંપની :

રાઘવજી કંઈ જાતે મીયાંભાઈ નહોતો, ને કૃષ્ણો કંઈ જાતનો મહાદેવજી નહોતો; જ્યાં બન્નેની રહેણીકરણી મીયાં અને મહાદેવને મળતી આવતી હતી. જેમ શેલારના રોયલ સરકસમાં વાઘ ને બકરી એક ઓવારે પાણી પીએ છે, તેમ વેપારના મહાસાગરને કિનારે આ મીયાં–મહાદેવ સંજોગવશાત્ બેગા ભટકાઈ પડવાથી બેગા જ પાણી પીતા હતા, એટલે કે રાધે–કૃષ્ણ કંપનીને નામે હુંડીઓ વટાવતા અને "સબ મંદરકે બેપારી"નો વેપલો કરતા હતા.

તેમની રહેણીકરણીમાં મુખ્ય ફરક એ કે રાઘવજી ૧૯૧૭ ના ગુજરાતી યુવકોના પ્રદર્શનમાં પહેલા નંબરનો નમૂનો હતો (Typical gujrati youth of 1917) જ્યારે કૃષ્ણો અઢારમી સદીના વૈષ્ણવનો નમૂનો હતો.

૧૯૧૭ ના ગુજરાતી જુવાનની મૂર્તિ કોઈ મંદિરમાં પધરાવવી હોય તો આવડું પકડીને રસ્તાને બેસાડી દેવો. જેણે લેંકશાયરનું ૨૦ રૂપીઆના જોટાવાળું ઝીણું ધોતીઉં ઝીણી પાટલીઓ પાડીને પહેર્યું છે, જેના શરીર પર, રેશમી ખમીસ અને કોલરથી જરાન અંતાઈ ન જાય તે માટે ૧૮ રૂપીએ વારના ભૂરાં મર્જના કપડાને ડી. વાડીલાલના કટના રૂ. ૩૨) શીલાઈ આપીને પારસી કોલરનો કોટ ચડાવ્યો છે, જેના આવા સુંદર ધડ પર આવી રહેલા માથાને વિષે ૧૮ રૂપીઆની કાળી બેંગ્લોર ટોપી જરા વાંકી રીતે મૂકવામાં આવી છે, જેના માથાના વાળમાંથી કામીનિયા તેલ નાંખીને સુંદર ગુચ્છા,

સેંથા અને પટીઆં પાડવામાં આવ્યાં છે, જેના કોટ અને ખમીસની વચમાં એક ભુરી રીબનની કિનારીવાળું જાકીટ ઠીઠોઠીઠ બેસી ગયું છે, જેના જાકીટના બટનના કાંકા મારફત સોનાની ખીસા ઘડિયાળને સોનાનો છેડો આરપાર નીકળીને ચકચકી રહ્યો છે, જેના એક કાંડા પર સોનાની બીજી ઘડિયાળ અને બીજા કાંડા પર સોનાની પહોંચી શોભી રહી છે, જેનાં આંગળાઓમાં બે ત્રણ વીંટી વીંટળાઇ વળી છે, જેના પગમાં ચમકદાર કાળા પંપશુઝ આપણને અંધારામાં પણ અવાજ આપીને પોતાની ચમકથી રસ્તો બતાવે છે, એવા સુશોભિત રઘાભાઇ કોટમાંથી દોઢ રૂપીઆની ગાડી ભાડે કરીને પીલ-હાઉસ પર આવેલી ગોખલેની હોટલમાં પોણા આનાની પોણીઆ કપ ચાહ પીવામાં અગર 'એક જ ભૂલ' નો નાટક રૂ. ૧૮) ની ટીકીટ ખરીદીને, છેક છેલ્લી ઘડીએ જોવામાં પોતાના ગુજરાતીપણાની, જુવાનીની અને જીવનની ઇતિશ્રી સમજતા હતા.

ત્યારપછી ફાજલ ને કરીમ—દશ લીધા ને વીસ દીધા " એનું જોર નરમ પડવાથી ગોખલેની હરિફાઇમાં ઇરાની હોટલોએ અનેક ઠેકાણે પોતાના પ્યાલા રકાબીના ખખડાટ સાથે છાવણી નાખવાથી રઘાભાઇની જુવાની ઇરાની ચાહથી માંડીને ચોપાટીના 'ભેળ' વચ્ચે ઝોલા ખાતી હતી.

બીજી બાજુ કૃષ્ણો દિવસમાં દશ વખત ન્હાય અને ખાત્રી કરે કે હવે શરીરના કોઇપણ ભાગ પર ધૂળની એક કાંકરી પણ રહી નથી ત્યારે જ જમવા બેસે. ગધેડાને ઘોડો બનાવવા માટે તેને નવડાવતાં જેટલી ચીવટ જોઇએ, એથી બમણી ચીવટ કૃષ્ણાભાઇ પોતાના શરીરને યવનોના સ્પર્શ અને પડછાયાથી પવિત્ર રાખવામાં લેતા હતા. કપાળ પર અનેક તરેહનાં ટીલાં ટપકાં એવી કળાભરી રીતે કરતા હતા કે અંધારામાં તેમના કપાળને કપાળ સમજવાને બદલે રાવળનું ચિત્ર સમજવાની કોઈ અજાણ્યો માણસ ભૂલ કરે તેવો સંભવ હતો. ઘરમાં ખૂણે ખૂણે દેવ—દેવીઓ પધરાવ્યાં હતાં. પૂજા પાઠ ને માળા આખો દિવસ ચાલતાં; ફક્ત વેપારને ધક્કો ન લાગે તે માટે માળાના મણકાની સાથે "ફાજલ કરીમ લેવા—દેવાની" ગણત્રી પણ કરતા જતા હતા. એમને બહારનું ખાવાનું કે પીવાનું કશું ખપે

તેમ નહોતું એટલું જ નહિ પણ જે સ્વર્ગ પર પોતાને પોતાની ગોઠ પડાવવાની હોય તે સ્વર્ગમાંનું વાતાવરણ પણ આહાબુઆ અને રવિન્ત ચામલેટ છે કે નહિ તેની ખાતરી કરવા પોતે તત્પર રહેતા એ માટે તેઓ બનારસમાં ગંગાકિનારા પર આવેલી દુકાનવાળા પાસેથી ખાસ ચાસલેટ મગાવતા હતા એમને આ બધી અ-વૈષ્ણવ ક્રિયા અધર્મી ને પાખંડી જણાતી અને ચિંતા થતી કે એ બધી દુનીઆને પોતે નરકને વિષે જોશે ત્યારે કેવો ત્રાસ પડશે!

દુકાનમાં જો પહેલો નગરનો નાગરિક ને દૃશ્યો મોટાનો ચૂસ્ત વૈષ્ણવ! બન્ને વચ્ચે વેપારની ભાગીદારી પૂરતી જ સમાનતા હતી, બાકી રહેણીકરણીમાં આટલો બધો ફેર હોવાથી બન્ને પોતપોતાને રસ્તે હાંકે રાખતા પરંતુ એક દિવસ એવો આવ્યો, જ્યારે બન્નેને એક જ રસ્તો માપવો પડ્યો. તે દિવસે બેના વેપારના મહામાર્ગમાં નદી ભરતી આવવાથી તેમને પાણી ઘણું ખારું પડી ગયું.

૨

## મુંબઈથી કલકત્તા

રેલ્વેના ટાઈમટેબલમાં જોઈએ તો જણાશે મુંબઈથી કલકત્તા જવા માટે બે રસ્તા છે, (૧) વાયા નાગપુર અને (૨) વાયા જબલપુર. પણ આ બે અભાગીઆ ભાગીઆઓ માટે તો એક જ રસ્તો હતો અને તે વાયા જબલપુરનો કારણ કે નાગપુર રસ્તે જવામાં જોખમ હતું.

ધન મેળવવાના મુખ્ય માર્ગો આઠ છે, જેમ કે—

(૧) વારસો—જન્મતી વારે પ્રભુને લાવી લેતા આવવું.

(૨) અણધાર્યો લાભ—જેમ કે ઘરમાં પાયો ખોદાવતા જતાં ચરુ નીકળી પડે અગર કોઈ અજાણ્યા કાકા-મામા ગુજરી જાય ને વીલમાં આપણને કંઈ ચોડાડતો જાય.

(૩) દાન-બક્ષીસ—કોઈ વાર માર્યો હોય ને કોઈ ગજન સાણુગ, ગામ જાગીરદારી કે રોકડ, આંખ મીંચીને આપી દે

(૪) **નસીબની ચાવી**—સટ્ટો, ઘોડદોડ કે લોટરીમાં થોડો હાથ નાખવા જતાં હાથમાં પૈસાનું પોટલું આવી પડે.

(૫) **વેપાર-મજુરી**—પરસેવો ઉતારીને પ્રામાણિકપણે મહેનત કરતાં, કાંકરી કાંકરી બચાવવાથી રૂપિયાની પાળ બંધાય તેમ.

(૬) **જબર-જસ્તી**—લુંટફાટ, ધાડ, ચોરી વગેરે દ્વારા કોઇની લક્ષ્મીજીનું અંધારામાં હરણ કરી જવું તે.

(૭) **નફટાઈ**—ભીખ માગીને અથવા કાયદેસર રીતે ગામના ઘાલીને, દેવાળુ ફુંકીને બીજાની લક્ષ્મીજીનું ધોળે દિવસે છચોક હરણ કરી જવું તે.

(૮) **ઉગાડવાની કળા**—ખપ પડતાં જેમ અનેક રાજ્યની સરકારો પઈ પઈના કાગળના કટકાને હજાર હજાર રૂપીઆની નોટોમાં ફેરવી નાખે છે, તેમ અગર ખોટા સિક્કા કે ખોટી નોટો બનાવવાનું કારખાનું કાઢીને રૂપીઆ ઉગાડવામાં આવે છે તેમ.

રાધેકૃષ્ણની કુંપનીને કરમે કોઈ પણ માર્ગ માંડયો નહોતો. માર્ગને બદલે વિધિએ લીસોટા ને લપરડા તાણ્યા હતા. એટલે ન છૂટકે તેમણે પાંચમો માર્ગ લીધેલો; પણ તેમાંય નવું શેરબજાર તૂટવાથી તેમણે ૭ મો માર્ગ લીધેલો અને ગામના આશરે અડધો લાખ રૂપીઆ ઠેકાણે કરીને ભાગવાની તૈયારી કરેલી. લેણદારોમાં એક નાગપુરનો મારવાડી હોવાથી નાગપુરને રસ્તે જવામાં વારંટ-જામીનો ભય હતો તેથી બન્ને ભાગીઆઓએ ગાંસડી બાંધીને કલકત્તા તરફ વાયા જબલપુર 'ગાલ્લી હાંકી.'

એકજ રસ્તે જવાનું હોવાથી બન્નેની રહેણીકરણી વિષે તેમને હવે ખબર પડવા માંડી.

કૃષ્ણાએ બહારગામ જવાનું હોવાથી ગોરખનો આંક, પંચાંગનું મુહૂર્ત વગેરે જોઇ રાખેલાં અને સારૂં ચોઘડીઉં જોઇને તે રાતના ૯ ની ગાડી પકડવા માટે ૭ વાગ્યાથી આવીને બેઠેલો. ચોર લોકો પણ ઘર ફાડતા પહેલાં ચોઘડીઉં જુએ છે અને પછી "જે રણછોડજી" કહીને ખાતર પાડે છે.

રાધાને ટાઇમટેબલ જોતાં જણાયું કે ગાડી તો ૮-૫૫ વાગે ઉપડે છે એટલે સાંજના છનો સીનેમેટોગ્રાફ જોવાને પુરતો સમય છે એમ ખાતરી કરી તેણે 'એમ્પાયર સીનેમા'માં અડ્ડો લગાવ્યો.

ગાર્ડની સીટી થઈ. લીલી બત્તી થઈ. એન્જીનની સીટી થઈ. ગાર્ડની બીજી સીટી થઈ બ્બા ગ્યાનો પત્તો નહિ હોવાથી કૃષ્ણાના પેટમાં તેલ રેડાયું પરંતુ ગ્યો ન જ આવ્યો ને ત્રીજી સીટીએ આખરે જબલપુર મેલ ઉપડી ગયો. તેલ રેડાવાનું કારણ ગ્યો રહી ગયો તે નહોતું, પણ કૃષ્ણા પાસેજ બધી મુડી રહી ગઈ હતી તે હતું. હવે કયું સ્ટેશન ક્યારે આવશે તે બધું ગુજરાતી પંચાગમાં લખેલું નહિ હોવાથી કૃષ્ણાએ તો "ગોવિંદકૃષ્ણ—ગોવિંદકૃષ્ણ" જપવા માંડયું.

કલ્યાણના સ્ટેશનપર અચાનક ગ્યો ફરી નીકળ્યો અને કહ્યું કે—

"હું તો રીતિમેંગાડમાંથી ટાઇમસર નીકળેલો ને સ્ટેશન પર ટાઇમસર આવેલો—બરાબર ૮-૫૦. પણ તારી ગાડી ૮-૪૫ વાગે ઉપડી જવાથી મને અજાયબી લાગી, એટલે મેં સ્ટેશનમાસ્તરને પેલા ટાઇમટેબલના ટાઇમનું કારણ પૂછયું ત્યારે તેણે કહ્યું: "છાપવામાં ૪૫ ને બદલે ૫૫ થઈ ગયું છે, તે ભૂલ છે" પછી વળી હિસાબ કેવા ગણવાના (૫૦) ટ્રીઆ ટેક્ષીવાળાને રૂપી કલાકના ૫૦ માઇલની સ્પીડે તાર કરતા અહીં પહેલો પહોંચી આવ્યો છું ને સેમ્ન, ગાડી પકડી છે !"

કૃષ્ણા—પણ ભાઈ, ત્યારે ટાઇમટેબલ જોવાને બદલે મારી માફક મુહૂર્ત ને ચોઘડીયું જોયું હોય, ને ગાડી ઉપડતા પહેલા એક કલાક પહેલા આવીને ગયા હો, તો આ બધી તકલીફ પડે ખરી?

ગ્યો—અ'ના પણ ટ્રેનની મુસાફરી માટે તે ટાઇમટેબલ જોવું જોઈએ કે પંચાગ?

કૃષ્ણા—તમે છો જ વડી ગયલા તેથી જ આ દેશને સ્વતંત્ર્ય નથી મળતું તો!

ગ્યો—હવે તમે જાણે બહુ ધર્મી છો તે ભલે સ્વર્ગના વિમાનનો દાંડો તમે પકડી રાખજો. કૃષ્ણાભાઈ, હવે આ લાંબી મુસાફરીમાં તમારા ઘરખરચ ખૂટાઈ જવાના છે, જોજો"

મધ્ય હિંદુસ્તાન પહોંચતા તો બધું વાતાવરણ બદલાયેલું જણાયું. ગોખલેની ચાહ પીવાવાળાને ગટરના પાણી જેવી ચાહ મળતી ને દસ

ગયો: કારણ કે સીટી થઇ ચુકેલી તે પાછો આવે તે પહેલા તો ગાડી ઉપડી ચૂકી અને ભોટતી ગાડીએ તે ચડી નકયો નહિ, એટલે બગાડ્યો " ઓ માસ્તર, માસ્તર ગાડી ઉભી રખો હુ રહી ગયો " ગ્યાને એક બાજુ તેની દયા આવતી હતી પણ બીજી બાજુ તેની રીતભાતથી એટલો કટાળો આવ્યો કે તેણે માફળ ખેચવા માટે જે હાથ લબાવ્યો હતો તે હાથથી માફળ ખેચવાને બદલે એક બ્રશ લઇને મોઢામા મૂકયુ. ગ્યાને સતોષ થયો કે ટાઇમટેબલથી જ ગાડી ચૂકાય છે એમ નથી, પરતુ પચાગથી ને મુહૂર્તથી પણ ગાડી ચૂકી જવાય છે બાકી રહેલુ શુભ મુહૂર્ત ચુકાવવા માટે તેણે પોતે જ બધા રૂપીઆ હજમ કરી જવાનો નિશ્ચય કર્યો અને કૃષ્ણાને જમાલપુરના સ્ટેશન પર રખડતો છોડી તેણે કલકત્તા નહેરમા બીજા દિવસની સવારે પોતાના પવિત્ર પગલા મૂકયા.

* * *

૩

બંગાળમાં મુંબઇગરો

થોડા દિવસના રહેઠાણમા ગ્યાને ખાત્રી થઇ ગઇ કે આવ ઠેકાણે ખરેખર કૃષ્ણા જેવા વૈષ્ણવોનુ કામ નહોતુ જે દેશના ચુસ્ત બ્રાહ્મણ અને વૈષ્ણવ બગાળીઓ પણ માછલા ખાવા જાય, જ્યા મદિરે પાસેના નાખવાળાને ત્યા કાપેલા બકરા લટકતા હોય, ત્યા કૃષ્ણા જેવો માણસ ભૂખે જ મરે, એવો સભવ હતો

આટલો આત્મસતોષ થતા ગ્યાએ ઠેઠ બગાળી-ગુજરાતીઓમા મુબઇગરાની છાપ પાડવાનો વિચાર કર્યો મનમા નાગપુરી વાકટો તેમ જ કૃષ્ણાના પચાગનો ભય લેવાથી એણે પહેલે જ તડાકે વિલાયતી ડ્રેસ ધારણ કર્યો અને મોટે પાયે ઓફીસ ખોલી બે ત્રણ વરસ સુધી મોટી મોટી યુરોપીઅન કપનીઓ સાથે વેપારી સબધ બાધવામા એણે યુરોપીઅન હોટલો, યુરોપીઅન કલબો, થીએટર વગેરેમા પોતાની મિજલનુ પાણી કર્યુ હલમાર તો એવો હતો કે દરેક મોગ હિંદુ વેપારીને એની ઓફીસમાથી બીજ તેમ બેસવાનુ મન થતુ, પણ એણે પાટીઆ લટકાવીને તેમજ કાગળો લખીને બાદ જણાવી દીધેલુ કે

" વૈષ્ણવોએ આ ઓફીસમાં આવવાની મનાઇ છે." વેપારી જગતમાં આ ઓફીસ માટે હો હો થઇ ગયેલી. પણ એણે કોઇને કોડું નહિ આપેલું. આમ છતાં મંદીને લીધે કોઇપણ વેપારમાં સારો નફો ન્હોતો જણાતો. એક યુરોપીઅન દલાલે એને બકરાંનાં ચામડાં અહીંથી અમેરીકા ચઢાવવા માટેનો ધંધો બતાવ્યો ને કહ્યું કે એમાં ધૂમ ધડાકે નફો છે. અથવા વિલાયતી દારૂની એજન્સી લેવા કહ્યું. પરંતુ આખરે જન્મે ગુજરાતી હિંદુ હોવાથી આ Regaway company (રેગવે કંપની)ના સાહેબને એ ન રૂચ્યું ને વાત પડતી મૂકાઇ. ધન ખલાસ થવા આવ્યું હતું અને એક દિવસ તો એવો આવ્યો કે શીરપોની હોટલ, જેમાં વાઇસરાય પણ ચાહ પીવા જાય છે તેની ચાહ પીવા માટે આઠ આના રોકડા નહિ હોવાથી ટપાલની ટીકીટો વેચીને તેણે છ આના ભેગા કર્યા અને તે શીરપો માટે પુરતા નહિ હોવાથી બીજી એક યુરોપીઅન હોટલમાં તેણે પગ મૂક્યો. પણ ત્યાં:—

" અહીં હિંદીઓ અને કુતરાઓને દાખલ થવાની મનાઇ છે!"

એ પાટીઉં દેખાડી ત્યાંથી તેને બ્હાર કાઢવામાં આવ્યો. રવાનું માથું ફાટ ફાટ થતું હતું. એક બંગાળી હોટલમાં ચાહ પી તેણે કપ ફોડી નાખ્યો અને તેના છ આના ચૂકવી દીધા.

ઘેર આવી કપડાં ઉતાર્યાં અને બધાં વિલાયતી કપડાં ગંગાજીમાં પધરાવી દીધાં. પોતાની ઓફીસ બંધ કરી અને બંગાળી કુરતું (ખમીસ) અને ધોતીઉં પહેરી તેણે નોકરી–ચાકરીની શોધ કરવા માંડી. એક ઠેકાણે—

" જોઇએ છે મહેતાજી; ગુજરાતી નામું લખવા માટે"

એવું પાટીઉં વાંચી તે અંદર દાખલ થયો. એ કંપનીનું નામ K. RISHANA & Co (કે. રીશાના એન્ડ કો.) હતું. ત્યાં એને મુનીમ તરફથી કહેવામાં આવ્યું કે પગાર રૂપીઆ ૫૦) છે. વખાનો માર્યો એ નોકરી પર દાખલ થયો. પાંચેક દિવસે તેને જણાઇ ગયું કે વેપાર ચામડાનો અને વિલાયતી દારૂનો છે. કંપનીનું નામ કંઇ મુસલમાની લાગતા એક શેઠ કાઠિયાવાડનો મેમણ કે ખોજે હોવો

જોઈએ એમ તેણે ધારી લીધું. પણ નોકરી કરવી હોય ત્યાં ધંધાની વસ્તુઓ ક્યાં જોવા બેસાય ?

સાંજે શેઠ દુકાને આવનાં નવા મહેતાજીનું કામ જોવા માટે સામે આવીને ઉભા. ચાર આંખ એક થઈ અને—

રઘો કહે : "કીષ્ણા, તું !"

કીષ્ણો કહે : "રઘા, તું !"

રઘો કહે : "તારાં ટીલાં ટપકાં ક્યાં ગયાં ?"

કીષ્ણો કહે : "જબલપુરમાં ભુંસી નાખ્યાં."

કીષ્ણાએ આત્મકથા કહેતાં કહ્યું કે—

"ગાડી ચુકી જતાં અને સીટી વાગનાં પંચાંગનાં મુહૂર્ત વગેરેમાંથી મારો વિશ્વાસ ઉડી ગયો. થોડી ભીખ માગીને તને શોધવા માટે કલકત્તા ભેગો થયો. પણ તારો પત્તો ન મળ્યો. આખરે મુસલમાનોના લતામાં થોડી ફેરી કરવાથી કંઇક આવક થઇ ને તેમાંથી આ ચામડાનો ધંધો હાથ આવતાં અત્યારે લાખેક રૂપીઓ ભેગો કર્યો છે અને હમણાં વિલાયતી દારૂની એજંસી લીધી છે, જેથી યુરોપીઅનો પાસેથી ખૂબ ધન કઢાવી શકાય. પણ અલ્યા રઘા, તું આવો શુદ્ધ હિંદુ ક્યાંથી થઇ ગયો ? આ ચાંદલો કરીને નોકરી કરવા આવ્યો છે, તે તારા મનમાં એમ હશે કે શેઠ મને શુદ્ધ હિંદુ જોઇને નોકરી આપે. પણ મારે તો હવે તારી માફક પૂરી છુટથી રહેવું છે."

રઘો—તેમાં સાર નથી, કીષ્ણા ! બહુ વૈષ્ણવ થવામાં કે બહુ નાસ્તિક થવામાં સાર નથી. આ જો મારા હાલ !

રઘાએ પોતાની આપવીતી કહી સંભળાવી. એ બન્ને નાગપુરનાં હરામનાં નાણાં સુકરી દઇ અરધું મીયાંપણું (વેપારનું) અને અરધું મહાદેવપણું (રહેણીકરણીમાં) એમ મિશ્રણ કરીને ૧૯૩૩ ના નવા ગુજરાતી જુવાન તરીકે, સાદા, સીધા, ગાંધીપંથી હિંદુ રહી, સુખચેનથી જીવન વીતાવે છે.



—એટલે બીજા ગાયનમાં એ વળી વધારે ખીલી. ગાયનના જાણકારો પણ એની આ 'ચીઝ' સાંભળી ખુશ થઇ ગયા. તાન પલટા ને આલાપ પરકાષ્ટાએ પહોંચતાં મફતચંદ પણ ઉભા થઇને નાચવા લાગ્યાઃ 'ઓહોહો, શું ગાયન છે! લે આ પાઘડી, લે આ ડગલી' એમ કહી શેઠજીએ તો પાઘડી ને ડગલી કહાડી રામજણીને ભેટ ધરી દીધી. શ્રોતાઓને હવે કંઇક શેઠજીના મગજ માટે શંકા ગઇ, પણ એટલામાં તો શેઠે વળી પાછું 'લે આ ધોતિયું' એમ કહી ભર મહેફીલમાં ધોતિયું કહાડવાની શરૂઆત કરી; એટલે બધા ચોંક્યા અને વેવાઇ સિફતે સર્વે જણાઓ મફતચંદજીને ઘેરી વળ્યા. એક જણ આઇસ લેવા દોડયો; બીજો પાણી લેવા દોડયો અને નાચ નાચને ઠેકાણે રહી ગયો! સમજુઓ તો શેઠની શાણપત સમજી ગયા હતા એટલે એમણે કહ્યું, કે શેઠજીને બહુ અકળાવો નહિ. એમને ડગલો પાઘડી ને **શાલ** પહેરાવી ઘેર મૂકી આવો; ત્યાં તે થોડીવાર આરામ લેશે એટલે તેમની તબિયત સુધરી જશે!' નાચ ગાયનના શોખીનોને આ વાત ખાસ રૂચી, એટલે શેઠજીને ડગલો પાઘડી ને એમની કીમતી **જરિયાન શાલ** પહેરાવી ગાડીમાં એક માણસ અને તેમના વેવાઇ તેમને ઘેર મૂકી આવ્યા: મફતચંદને તો આવેશમાં ને આવેશમાં નાચનારીને આપી દીધેલી જરિયાન શાલ પાછી જોઇતી હતી તે એમણે 'ગાંડપણનો ઢોંગ' કરી મેળવી લીધી એટલે ગાડીમાં બેસતા સુધી તો તે ડાહ્યા થઇ ગયા હતા અને ઘેર આવ્યા ત્યાં તો ખુદ વેવાઇને તેમનું ડહાપણ જોઇ પોતાને તો કાંઇ ગાંડપણ નથી આવ્યું ને! એમ શંકા થઇ પડી!

આવા કિસ્સા આગલા જ જમાનામાં બનતા હશે એમ કોઇ ન ધારે: હાલ પણ એવા કિસ્સાના પિત્રાઇ ભાઇ જેવા બનાવો બને છે અને જ્યાં સુધી આવેશની હયાતિ હશે ત્યાં સુધી એ બન્યા જશે.

કોઇ મોટી સભામાં, કોઇ સારાં માઠાં કામ માટે ફંડ ઉઘરાવાતું હોય ત્યાં, એકબીજાની સરસાઇના આવેશમાં ઘણાઓને ચગી જવાની ટેવ હોય છે: આવી વખતે તે કદાણિયા પતંગની માફક છાપ આપી જતાં ન આવડતાં હોય તો ફંડના રૂપિયા ચૂકતે કરતાં બરડે પસીનો

ઉભરાતાં વાર લાગતી નથી; અમારી ન્યાતમાં ‘કેળવણીનો પીપળો’ નામનું એક ફંડ છે. અમારી જ્ઞાતિના જુવાનીઆઓની આ ‘પીપળા’નાં ડાળ પાંખડાં વધારવાની ખૂબજ હોંસ હોવાને લીધે જ્ઞાતિના એક ‘દામકાકા’ નામે લલ્લુભાઈ શેઠને પ્રમુખપદે બે કલાકની નાટિકાનો એક જલસો તેઓએ ગોઠવ્યો. દામકાકા ધનાઢ્ય હતા, પણ એવા મખ્ખીચુસ હતા કે કોઇને એક ‘દમડી’ આપવાની વાત કેવી થાય છે! જ્ઞાતિના યુવાનોનું માનવું હતું કે લલ્લુકાકાને મોટાભા કરીશું તો શરમાશરમીથી પણ એ ‘પીપળા’ની દ્રવ્યપૂજા કરી એને પોષ્યા વગર નહિ રહે! બહુ ભાવ ખાઇ શેઠે આખરે યુવાનોએ ગોઠવેલા જલસાનું પ્રમુખપદ સ્વીકાર્યું: જલસામાં જ્ઞાતિના જ યુવાનોએ અને યુવતિઓએ ભાગ લીધો હતો અને તેને સંપૂર્ણ રીતે કન્નેડમેટ બનાવવા માટે જરાય કચાશ રાખવામાં આવી નહતી. જલસો ખલાસ થયો એટલે રંગભૂમિ ઉપર જ્ઞાતિના પ્રતિષ્ઠિત ‘ખોટડાં’ઓ માટે ખુરસીઓ નંખાઇ: ભાષણો શરૂ થયાં: ફંડની વાત નીકળી. લલ્લુકાકાએ ભાષણ કરતાં વાતમાં ને વાતમાં એમ કહી નાખ્યું, ‘આપણી જ્ઞાતિના કેળવણીના ‘પીપળા’ માટે જુવાનોને નાટક કરવો પડ્યો એ સારી વાત છે, પણ આમ ભવૈયાઓની માફક નાચી ખૂંદીને ‘ધરમાદો’ કરવો એ મને તો ઠીક નથી લાગતું; કહેવત છે કે ‘પરધર્મો ભયાવહઃ’ આપણે તો વાણિયા; આપણું બાપીકું વાણિયાવટું છોડી આમ ભવૈયાવટું લેવું એ મને તો પસંદ નથી પરંતુ; જ્યાં આપણા જુવાન ભાઇઓનો ઉત્સાહ હું ભાંગી નાખવા માગતો નથી. મારી તરફથી મારા દીકાને નામે હું આ ફંડમાં રૂપિયા ચાર હજાર ભરવાની પહેલ કરૂં છું: તેને આપણા બીજા ન્યાતિભાઇઓ પણ અનુસરશે એમ આશા રાખું છું.’

શેઠનો પહેલો ધડાકો સાંભળી પ્રથમ તો યુવાનો તેમજ યુવતિઓને આંચકો લાગી ગયો હતો, પણ પછી ચાર હજારની રકમ લલ્લુકાકા જેવા મખ્ખીચુસે ધડાક દઇની કે પહેલેજ સપાટે કશાય મગજમારી વિના ભરી આપી ફંડની શુભ શરૂઆત કરી દીધી તેની ગરમીમાં શેઠે પ્રયોજેલી ટીકાનો વિરોધ ઓગળી ગયો અને સૌ ઉત્સાહમાં આવી જઈ ‘પીપળા’ની વૃદ્ધિના કાર્યમાં લાગી ગયા. જોતજોતામાં

આંકડો દશ હજાર પર પહોંચી જતાં વાર લાગી નહિ. જલસો ખતમ થયો અને સૌ ભાઇ બહેનો હસતાં રમતાં ઘર ભેગાં થઇ ગયાં: પણ ફંડના પૈસા કોથળી ભેળા કરવાનું કામ હજી બાકી હતું, તે કરવા યુવકમંડળના કાર્યકર્તા શ્રીયુત શાંતિકુમાર અને શ્રીમતિ ગોમતીબેન બીજે દિવસે બહાર પડ્યાં. એમણે પ્રથમ દાસકાકાને જ પકડ્યા.

'આવો આવો, મુરબ્બીઓ! તમારાં પગલાં મુજ જેવા ગરીબને ત્યાં ક્યાંથી? બોલો, શી આજ્ઞા છે?' લલ્લુભાઇએ આવકાર રૂપી ચામાં ભારોભાર મીઠા શબ્દોરૂપી સાકર ભેળવવા માંડી.

'શેઠ! અમારા જેવા બાળકોની તે તમ જેવા વડીલોને કાંઇ આજ્ઞા હોય?'

'હેં–હેં–હેં' શેઠ હસી પડી બોલ્યા, 'એ તો તમારી લાયકી છે' એમ કહી લલ્લુકાકા ઇધર ઉધરની વાતે વળગ્યા: એમણે ફંડ સંબંધી ઇસારો સરખો પણ કીધો નહિ એટલે ગોમતીબાઇએ કહ્યું, 'આપના મુબારક હાથે ફંડની શરૂઆત થઇ હતી તેના અમે હવે પૈસા ઉઘરાવી લેવા નીકળ્યા છીએ.' 'બહુ સારી વાત છે, અમથાભાઈ, ગોકળભાઇ, સાંકળચંદ વગેરે શેઠીઆઓને ત્યાંથી પહેલાં ઉઘરાવી લ્યોને? મારે ત્યાંથી પૈસા ક્યાં જવાના છે? કે પહેલાં અહીં આવવાની તસ્દી લીધી!'

'એમાં તસ્દી જેવું શું છે! ફંડની શરૂઆત આપેજ કરી હતી'–

'ઓહો! એમ છે? ત્યારે તો મારા નામ પર ચાર હજારને બદલે ચાળીસ હજારની રકમ મૂકો!' લલ્લુએ પૂર્ણ ગંભીરાઇથી બાજી ગોઠવી.

દુનિયાના રંગથી કાચાં આ યુવાન જીગરોમાં હર્ષનો સંચાર થયો: ચારના જ ચાળીસ હજાર? કિયા ફંડ ઉઘરાવનારની છાતી હર્ષથી ના ફુલે? 'જવાહર જૅકેટ'ના ખીસામાં ક્લીપ સાથે ભેરવેલી સ્વયં સૌભાગ્યવતી લેખિની, ઉર્ફે ઇન્ડીપેન્ડન્ટ પેન હતી તે કહાડી, શાંતિકુમારે ફંડની ટીપમાં શેઠને નામે ચડેલા ચાર હજારમાં એક મીંડું વધારી દીધું: આમ ચારના ચાળીસ થયા એટલે લલ્લુભાઇએ પગ પર પગ ચડાવી કહ્યું, 'હજી એક મીંડું વધારી ચાર લાખ જ કરોને?'

કુટુંબમાં, જેને ત્યાં હું મહેમાન હતો, ત્યાંનો ગિરનારો રસોઇયો એ કુટુંબના વડીલ સમાન થઈ પડયો હતો અને વડીલની માફક જ, કુટુંબના મુખ્ય શેઠ ગુજરી ગયા પછી ઘરનો કારભાર એ વૃદ્ધ બ્રાહ્મણ ચલાવતો. તે અને તેનો શેઠ સાથે જ લાઠીથી મુંબઇ ગએલા. શેઠે પોતાની સોનીની દુકાન જમાવી, વતનમાં મકાન ચણાવ્યાં, અને વૃદ્ધ થતાં મુંબઇની દુકાનો પોતાના પુત્રોને સોંપી ડોસા વતનમાં વિશ્રાંતિ લેતા હતા—સાથે પોતાના જૂના રસોઇયાને લાઠી લઈ આવ્યા હતા. કાળે કરી શેઠના ગુજરી ગયા પછી તેમના ઘરનો સઘળો કારભાર એ વૃદ્ધ રસોઇઓ જ ચલાવતો. સંખ્યાબંધ વહુવારૂઓ, અનેક નાનાં છોકરાંઓ, મોટું અને કુળવાન કુટુંબ હોઇ નિરંતર ચાલી રહેતો મહેમાનોનો ધસારો, એ સઘળાને પહોંચી વળવાનું કામ આ વૃદ્ધ રસોઇયાને જ શિરે રહેતું.

વૈષ્ણવ રસોઇઆ :

મુંબઇના એક શ્રીમંત ભાટીઆ કુટુંબમાં બીજા એક વૃદ્ધ રસોઇઆ હતા, જે અનન્ય વૈષ્ણવ અને પુષ્ટિમાર્ગના ધર્મગ્રંથોમાં અચ્છું પ્રાવીણ્ય મેળવેલા લાગતા. કુટુંબમાં તેમનું સન્માન સારૂં હતું. ડોસા પોતાની સ્વચ્છતાથી, પ્રામાણિકપણાથી અને પાકશાસ્ત્રના પોતાના પ્રાવીણ્યથી કુટુંબને ખુશ રાખતા એટલું જ નહિ પણ પોતાની 'રસોઇ'ને ઉંચી જાતની કળા સમજતા હોવાથી ઘરના શેઠ તેમના દોસ્તદારો અને ઓળખીતાઓને આ 'માસ્ટર પીસ' મહારાજની રસોઇ આરોગવા ખાતર જ સઘળે આમંત્રણ આપતા.

કૉન્ટ્રૅક્ટર

મુંબાઇમાં એક ગુજરાતી રસોઇયો મેં જોએલો; જે મોટી રસોઇના કૉન્ટ્રૅક્ટરો લેતો. જેમ મીસ્ત્રીઓ મકાન બાંધવાના કૉન્ટ્રાક્ટો લે, એન્જીનીયરો રેલ્વે અને પુલો બાંધવાના કૉન્ટ્રાક્ટો લે, તેમ આ ડોસા મુંબઇની શ્રીમંત અને ઉજળી ન્યાતોની જમણવારોના કૉન્ટ્રાક્ટો લેતા; અને એ કૉન્ટ્રૅક્ટોમાંથી જ તેમણે પાંચ પૈસા મેળવેલા. કોઇપણ ઘરાકની જ્યારે જ્યારે જેવું ક્યારે જમાડવું છે, કેટલાં માણસો જમાડવાં છે, શું જમાડવું છે, એક સાથે જમાડવા છે કે કટકસરથી, સુંદર સ્વાદથી કે

કુટુંબમાંથી કોઇ માંદુ-સાજું હોય તો તેને કેવો ખોરાક માફક આવશે તેની બરોબર કાળજી રાખી, તેને પચતો ખોરાક તૈયાર કરતો.

### અભડાઈ જતા રસોઇયાઓ

બ્રાહ્મણ સિવાયની બીજી જ્ઞાતિઓમાં રસોઇ કરતા મહારાજો ખુદ જેને ત્યાં રસોઇ કરતા હોય તે શેઠીઆઓથી અને તેના ઘરના માણસોથી અભડાઇ જવાનો દમામ રાખે છે. એક જૈન વણિક કુટુંબમાં ઘરના માણસોને મહારાજની કોટડીમાં પગ મૂકતાં એ 'નામદાર'ની રજા લેવી પડતી. તેમ ભોજન સમયે દરેકે ક્યાં બેસવું, કેવી રીતે બેસવું, એ બધું મહારાજ પોતે જ નિયત કરતો ! મહારાજ પીરસતા હોય તે વખતે કુટુમ્બનું કોઇ છોકરું તેમને અડકી જાય તો સિધા નળપર જઇ, સ્નાન કરી નાખી, બીજો મુગટો પહેરી, પછી જ રસોડામાં પ્રવેશ કરે ! અમુક ઋતુમાં અમુક શાક ન ખવાય એવી મહારાજની આજ્ઞા હતી ! અગીઆરસ-અમાસને દહાડે મહારાજ ઘરના માણસોને પરાણે ઉપવાસ કરાવતા ! મહારાજ એટલા બધા ફાવી ગયા હતા કે કુટુંબના શેઠથી માંડીને ઠેઠ ઘાટી સુધીના માણસો તેમનાથી થરથરતા !

બેસવાથી મીણબત્તીની માફક શરીરમાંથી પરસેવારૂપી રસ ઓગળતો હોય, અને ઉતાવળ કરતે તપેલામાં દાળનો કડછો નાખી એ કડછા સાથે જ શેઠને દાળ પીરસવા પધારે તો તેમાં કાંઈ નવાઇ ખરી ? એવા એક અનઘડ કુટુંબના રસોઇયાને એક હાથે દાળમાં વઘાર દેતો અને બીજે હાથે બીડીઓ ફૂંકતો મેં સગી આંખે દીઠેલો !

## ચાંગલા રસોઇયાઓ

જ્યાં શેઠિયાઓ ઘરમાં ધ્યાન આપતા ન હોય અને શેઠાણીઓ ભોળીભટાક અને ગમાર હોય, એવા કુટુંબના રસોઇયાઓ ચાંગલા અને લાડકા થઇ જાય છે. રસોઇ કરતાં કરતાં અને કુટુંબના માણસો તથા મહેમાનોને પીરસતાં પીરસતાં આ "લાડકાં પ્રાણીઓ" આખા ગામની ચોવટ કરે ! શેઠને 'ફ્યુચર'ના ભાવ પૂછે અને બાઇ હવેલીએ દર્શન કરવા ગયાં ત્યારે કેટલા પૈસા મૂકી આવ્યાં, તેની ચોખવટ કરે ! આવા રસોઇઆઓ ઘરને જોખમ સમાન છે અને એવાઓને જલદી રૂખસદ આપવામાં આવે એમાં જ કુટુંબનું શ્રેય છે.

## ધુરકતા રસોઇયાઓ :

કેટલાક મહારાજને આખાબાઉ અને હાડકાંના હરામ હોય છે. તેને નોકરીએ રાખ્યો હોય તે દિવસે જેટલા માણસોની રસોઇની બોલી કરી હોય, તેનાથી એકાદ વ્યક્તિ પણ જમવામાં વધી જતાં આ 'પાકશાસ્ત્રી'ના મગજનો પારો ૧૦૦ ડીગ્રી ચઢી જાય છે ! આવા આળસુ રસોઇયાઓ મહેમાનોરૂપી ગરીબ માનવપ્રાણીઓના કટ્ટા દુશ્મનો હોય છે. તે પરોણાને, શેઠે પરાણે આણેલી એક બલા સમજે છે, અને મહેમાન પાટલા પર બેસે ત્યારે મોઢાનો તોબરો ચઢાવીને એવી ફેશનથી તેને પીરસે કે વધુ દિવસ રહેવાની તો વાત બાજુએ રહી, પણ ફરી પાછો એ ઘેર જમવાની પણ હિંમત ન કરે ! આવા રસોઇઆને ઠેકાણે લાવવાનો એક જ રામબાણ નુસખો છે અને તે ચાટલાનાં દર્શન ! કાઠિયાવાડના એક કુટુંબમાં આવો એક રસોઇઓ હતો. તેની નામના મેં છેક બીજે ગામ સાંભળેલી. ત્યાં મહેમાન થતાં પહેલું કામ મેં એ કર્યું કે રસોડામાં મહારાજને મળી આવ્યો. કોઇને કોઇ બહાને તેની મૈત્રી સાધવા પ્રયાસ કર્યો, અને તેનું મન પ્રફુલ્લિત

રાખવા મુહૂર્તમાં જ ગાયો અને બ્રાહ્મણોની હું હમેશાં પૂજા કરું છું એ સિદ્ધાંત સંભળાવી દઇ એના કરકમળને વિષે એક ચાટલો પધરાવ્યો ! પછી પંદર દિવસ એ કુટુંબ સાથે રહ્યો–મહારાજ મને જોઇ ઓછા ઓછા થઈ જતા !

## " ચાંપલી, બોઘણું માંજી આવ ! "

કાઠિયાવાડના મોટા અમલદારને ત્યાં હું મહેમાન થએલો. એક દિવસ કોણ જાણે ક્યાંથી અને શાથી ઘી વિષે વાત નીકળી. પોરબંદરનું ઘી સારું કે ભાવનગરનું, એ ચર્ચા થઇ. ચર્ચામાંથી મોટાં ઘરોમાં ઘીના થતા બગાડની ચર્ચા ઉદ્‌ભવી અને ચર્ચાના આવેશમાં ને આવેશમાં બાઇથી જરા બોલી જવાયું કે પોતાને ત્યાં એક અઠવાડીઆમાં માત્ર પાંચ મહેમાનો આવ્યા હતા. ત્યાં તો ત્રણ ડબ્બા ઘી ખલાસ થઇ ગએલું ! બાઇ અને ઘરનાં બીજાં બધાં માણસો એમ જ સમજતાં હતાં કે તેમને ત્યાં બહારગામથી મહેમાનોની જે ભરતી રહે છે તેને લઇને જ ઘી. તેલ, દાણાદુણી વગેરેનો વપરાશ વધારે થાય છે. બાઇના પતિ મોટા અમલદાર હતા. પૈસો લખલૂટ હતો. એટલે તે બાબતમાં કોઈ ઊંડુ ઉતરેલું નહિ. પણ મને " શેરલોક હોમ્સ " થઇ જવાનો વિચાર થયો. મહેમાનોને ઘરના બીજા માણસો કરતાં વધુ ઘી મળતું નથી, એ વાત હું જાણતો હતો. ત્યારે ઘી જાય ક્યાં ? પછી તો ચોરી અકસ્માત જ પકડાઇ ! નવ વાગે એ વિશાળ બંગલાના ઓટલા ઉપર હું ઉભો હતો, એટલામા બંગલાના પશ્ચાત ભાગમાં આવેલું બારણું ઉઘડયું. દૂર કૂવે કામ કરતી એક બાઇને મહારાજે બૂમ મારી : " ચાંપલી લે, આ બોઘણું માંજી આવ ! "

ચાંપલીએ મહારાજ તરફ અર્થસૂચક નજર ફેંકી, નજીક જઈ બોઘણું હાથમાં લીધું અને કૂવે માંજવા જવાને બદલે બંગલાના કંપાઉન્ડની બહાર નીકળી, તે ગામ તરફ જવા લાગી. હું પણ જલદી ઘરમાં જઇ ડગલો ને ટોપી પહેરી પેલી જાણે નહિ તેમ તેની પાછળ પાછળ ગયો. ગામ બંગલાથી બહુ દૂર ન હતું. ગામમાં એક ઘર આગળ જઇ વાલીબાઇ નામની એ કામવાળીએ કોઇને બૂમ મારી. પેલા મહારાજના ધર્મપત્ની હોય એવાં કોઇક બાઇ બારણું ઉઘાડી ઓટલે

આવ્યા અને પેટનું ભોજન વગર થઇ જઇ થોડી વારે તે પાછું આપી ગઇ.

નોકરડી પાછી બંગલા તરફ ચાલવા માંડી રસ્તામાં જ મેં તેને પકડી પાડી. તેને બાજુએ લઇ જઇ તેની મીઠ મગાઉના પાવલીની 'દક્ષિણા' તેના હાથમાં મૂકી, મેં તેને મહારાજ વિષે વાતો પૂછી. આખર તો તે નોકર માણસને? તેણે ભડાકો ફોડી નાખ્યો, કે બંગલામાંથી ઘી દૂધ, માખણ, દહીં, ખાંડ, શાકભાજી દાણાદૂણી, મસાલો સર્વ ચીજ હમેશાં અહીં મહારાજને ઘેર આવે છે અને ત્યાં પાંચ માણસો જમે છે તેટલું જ નહિ પણ બીજા પાંચ 'ફી' આપીને જમવા આવે છે!

"હોય, મોટાના ઘરમાં મોટી પોલ' તેમ ધારી મેં રસોઇયાનું ભોપાળું બાઇને ન કહેવાનો ઠરાવ કર્યો પણ મારી પોતાની સગવડ ખાતર મહારાજ આગળ પહોંચી તેને નમનચાપલૂસ કરીને કહ્યું "તમારું ભોજન હું જોઇ ગયો છું. આપણી જરા સંભાળ રાખજો. હજી પંદર દિવસ અહીં રહેવું છે!" તે દિવસથી હું જાણે મોટા દરબારનો તેનો વહેવાઇ હોઉં અને તે મારો કોઇ સાસરાનો સગો હોય એ રીતે ધીમા ઝગોળીઝગોળીને મને રોટલી આપતો હતો અને મારી દરેક જાતની સંભાળ રાખી તજવીજ જાળવતો, એટલું જ નહિ પણ દરરોજ સવારે અને સાંજે મારે માટે ઘરના બીજા માણસોથી જુદી જાતની ખાસ વાનગી તૈયાર કરી લાવતો.

રસોઇયાની ખટપટ વગેરે ગોઠવણીને જાણવાનો મને વિચાર થતો, પણ એ મોટા ઓફીસર પોતાના મોટા ક્ષેત્રમાં ગામની પ્રજાનો ન્યાય તોળતા ત્યારે રાત તો 'આરામનું' કરતા ચૂકતા નહોતા, એ વાતની મને ખબર પડતાં મેં વિચાર્યું "હોય, ધનનો ચાકર છે, એક મોટા ઠાકરનું માગે, ત્યારે મહારાજ બીચારો ભોજનથી સંતોષ પામે. ખુદા એનું ભોજન સલામત રખ!"

34325



ઉષા પધારે કુંકુમપગલે
અને પ્રભા પાથરે પ્રભાત;
તપી-તપી મધ્યાહ્ન નમે, ને
સન્ધ્યા-આરે ઊગે રાત:

પ્રભાત, મધ્યાહ્ને, અધરાતે,
પ્રહરે—પ્રહરે કાં મધરાતે,
જન મન-જીવનને વન, મ્હોરે-
મંજરીઓ શી વિધવિધ 'વાત':

કેવી શકે હો : એવી શકે હો :
કૈંક કવે અન્તર અજ્ઞાત;
આશા કે ઉલ્લાસ, દિલાસે,
વિણાય વાતો જૂજવી જાત;
ને ખીલે છે જિવનપ્રભાત:

केशव